# The Bhayat Guarantee Case.

Decided by the Appellate officer

H. F. Aston. Esq. C. S.

*(Translated into Gujrati under the Patronage of Raoljishree Kesarisingjee of Mansa)*

*With*

A short historical account of the Kathiawad and Mahi Kantha settlements &c. and head notes, containing principles laid down in the decision, written at the request of the publisher

*By*

**Raosaheb Lallubhai P. Parikh,**

British Girassias' Agent Baroda.

Published

*By*

**Fatehchand Ramchand**

Kamdar Talooka Mansa.



Price Rs. 1-4-0

Printed at the Ahmedabad "Aryodaya" Press.

A. D. 1889.

# ભાયાત બાંયધરી કેસ
## નો

ફેસલો અપીલ અધિકારી મેહેરબાન એસ્ટન સાહેબે કરેલો

તેનો તરજુમો ગુજરાતી ભાષામાં માણસાના રાઓળજી

શ્રી કેસરીસિંગજીની સહાયતાથી કરાવીને

તથા

**રાવ સાહેબ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ-પારેખ.**

બ્રિટિશ ગરાસિયા એજંટ

એઓની પાસે

કાઠિયાવાડ તથા મહીકાંઠાના બંદોબસ્ત વગેરેનું સંક્ષિપ્ત ઐ-
તિહાસિક વૃત્તાંત

લખાવીને તથા

એ ફેસલાને મથાળે એ ફેસલામાં નિરૂપણ કરેલાં સાર

૬૫ ધોરણો ગોઠવાવીને

છપાવી પ્રગટ કરનાર

**ફતેહચંદ રામચંદ-કામદાર-તાલુકે માણસા**

અમદાવાદ આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૫—સને ૧૮૮૯.

કિંમત રૂ ૧-૪-૦

# પ્રસ્તાવના.

---

દિવાની કોર્ટોમાં સાંભળવામાં આવતી તકરારોના સંબંધમાં અનેક કાયદા કાનુન અને ફેંસલાઓ મળી આવે છે, પણ ગરાસ ગ્રાસ અને બાંયધરીવાળા હક્કોની બાબતમાં આધાર રૂપ પુસ્તક ગુજરાતીમાં કોઈ નથી. આ ખામી કાંઇક અંશે પૂરીપાડવાના હેતુથી આ ફેંસલાનો તરજુમો કરાવી બાહાર પાડવાની યોજના ધારેલી છે. ઇંગ્રેજ સરકારે ગાયકવાડ સરકારના કહેવાથી પોતાની બાંયધરી કાઠિયાવાડ અને મહીકાંઠાનાં ખંડિયાં રાજ્યોને તથા તાલુકદાર અને ગરાસિઆઓને આપી તે વખતે વડોદરા રાજ્યની કેવી સ્થિતિ હતી તે દર્શાઇ આવે તેને માટે બ્રિટિશ ગરાસિઆ એજંટ રાવસાહેબ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પાસે ગાયકવાડી રાજ્યની સ્થિતિ અને કાઠિયાવાડ અને મહીકાંઠાના બંદોબસ્ત વગેરેનું વર્ણન લખાવી ઉપોદ્ઘાત તરીકે આ પુસ્તકમાં પ્રથમ મુકવામાં આવ્યું છે. તેમજ ફેંસલાની અંદર અપીલ અધિકારી મી. એસ્ટન સાહેબે જે જે ધોરણોનું નિરૂપણ કરેલું છે તે તે ધોરણો સાર રૂપ ફેંસલાને મથાળે તેઓનીજ પાસે ગોઠવાવ્યાં છે. આ લઘુ પુસ્તક ગરાસ અને બાંયધરીવાળા હકના સંબંધમાં આવતાં રાજ્યો, તાલુકદાર, ગરાસિયા, કામદાર વગેરેને ઉપયોગી થઇ પડશે એવી આશાથી પ્રગટ કરવામાં આવ્યું છે. આ પુસ્તક માણસાના રાઓળજી કેસરીસંગજી જે મારા ઉપરી છે તેમનીજ સહાયતાથી તૈયાર કરાવી છપાવ્યું છે.

માણસા
તા. ૧૮મી જાન્યુઆરી સન ૧૮૮૯. } ફતેહચંદ રામચંદ

# મહીકાંઠા બંદોબસ્તને લગતુ ટુંક

# ઇતિહાસિક વૃત્તાંત.



દિલ્હીની બાદશાહીનો સૂર્ય અસ્ત થવાના અને ગુજરાતમાં મરાઠી રાજ્યની સ્થાપના થવાના અરસામાં આખા ગુજરાતમાં અંધેર અને જુલમનુ રાજ્ય હતું. આવરંગજેબના મોત પછી પ્રાંતના સુબાઓ ઉપર બાદશાહોના દોર કમી થયો. અને છેવટ બિલકુલ નાબુદ થઈ ગયો. દ્વેષ, કુટુંબ ક્લેષ, આળસ, અજ્ઞાન, અને મુર્ખપણાને લીધે બાદશાહોને પોતાની સહીસલામતીની ઘણી દેહેશત રહેતી. હજુરમાં પક્ષો બંધાઇ ગયા. બાદશાહને પોતાની નિર્બળ સ્થિતિને લીધે એક અથવા બીજા પક્ષની સલાહમાં ભળવાની જરૂર પડતી. જે પક્ષનું પરિબળ ચાલતું હોય તે પક્ષના લાગ વગ વાળા રાજ્ય કાજમાં આગળ પડતા, તેથી સુબાઓ અને બીજા અધિકારીઓ વારંવાર બદલાતા. ધીમે ધીમે "પાદશાહ બનાવનાર સૈયદો" વગેરેના હાથમા બાદશાહો પુતળાં રૂપ થઇ પડયા. આવા અંધાધુંધીના વખતમાં દામાજી ગાયકવાડ અને બીજા મરેઠા સરદારો ગુજરાત ઉપર વારંવાર હુમલા કરતા, ખંડણી ઉઘરાવતા, અને લુટફાટ ચલાવતા. પોતાની સ્થિતિના કાયમપણાનો વિશ્વાસ નહીં હોવાથી અમલદારો સર્વ જગાએ જુલમ ગુજારતા. વારંવાર બંડ અને હુલ્લડ થતાં. સુબાઓ સ્વતંત્ર સત્તા ધારણ કરવા લાગ્યા, તે અટકાવવાને નવા નવા સુબાઓ નીમવાની જરૂર પડતી. પણ નવા આવનાર સુબાને પોતાનો અધિકાર તલવાર બ-

બ્થીજ સાબીત કરવો પડતો. મરેઠા સરદારો સામે જે સુ-
બાઓ થતા, તેઓને પાયતખ્ત તરફથી મદદ મળવી બં-
ધ થએથી, એજ મરેઠા સરદારોની સાથે સંધિ કરવાની જ-
રૂર પડતી. ખંડણી સરદેશ મૂખી, ચોથ વગેરે મરેઠા સર-
દારો ગુજરાત વગેરેમાંથી ઉઘરાવતા તે બંધ કરવાને સુબા-
ઓ એક વખત પ્રયત્ન કરતા, અને તેમની પોતાનીજ સ-
ત્તા નરમ જણાતી ત્યારે તેજ હકોની તેમને સનંદ કરી આ-
પતા. નવાબો અને સુબાઓને જેમ જેમ મરેઠા સરદારોની
મદદ માગવાની કે ગરજી સાચવવાની જરૂર પડતી ગઇ, તે-
મ તેમ મરેઠાઓની સત્તા વધતી ગઇ. એનાએજ હકક
જુદા જુદા મરેઠા સરદારોને લખી આપવાથી તેઓની વ-
ચ્ચે દ્વેષ ઉત્પન્ન થતો. એવા ગરબડાટના વખતમાં પીલાજી
ગાયકવાડે ગુજરાતમાં પગ ઘાલ્યો, અને દામાજીએ પોતા-
ના રાજ્યની સ્થાપના કરી (સન ૧૭૨૧-૧૭૩૨ અને સન
૧૭૩૨-૧૭૬૮)

સને ૧૭૫૩ માં અમદાવાદ જવાનમર્દખાન બાબી
પાસેથી દામાજી, રઘનાથરાવ, અને બીજા મરેઠા સરદારોએ
લીધું, ત્યારથી ગુજરાતમાં મોગલ રાજ્યનો અંત આવ્યો.
મોમીનખાંને સન ૧૭૫૫માં અમદાવાદ અચાનક હુમલો ક-
રી લીધુ હતું પણ ૧૭૫૭ માં પેશ્વાએ તેની પાસેથી પા-
છુ લીધું.

દામાજીના મોતની સાથે ગાયકવાડના રાજ્યની ચડ-
તીનો અંત આવ્યો. દામાજીના વારસો એક બીજા સાથે
ગાદીને માટે લડવા લાગ્યા. તેઓને પેશ્વાએ એક બીજા
સામે રમાડયા. મુલક અને દ્રવ્ય લેઇ એક વખત એકને
અને બીજી વખત બીજાને ગાદી નશીન કર્યો. સન ૧૭૭૧
ના અને તે પછી ગાયકવાડ અને પેશ્વા વચ્ચે થએલાં તહ

નામાઓમાં લખાવવાની ફરજ પડી કે ગાદીના બીજા પ્રતિસ્પર્ધી વારસોની સાથે, કે કડીના જાગીરદારોની સાથે ગાદીનશીન ગાયકવાડને તકરાર પડે ત્યારે પેશ્વા સરકારે તેને (ગાયકવાડને) મદદ આપવી.

પેશ્વાના મંત્રી નાના ફડનીસનો ગાયકવાડી રાજ્ય પાયમાલ કરવાનો ઇરાદો હતો. ગોવિંદરાવ ગાયકવાડને ગાદીએ બેસવાનો વખત આવ્યો ત્યારે તે ઇરાદો તેણે પાર પાડવા માંડયો, પણ સારા ભાગ્યે ઈંગ્રેજ સરકારે તેમ થવા દેવાની ના પાડી, તેથી એ રાજ્ય ઉભુ રહ્યુ; તોપણ કુટુંબ ક્લેષ, દ્રવ્યની હાની, રાજ્યની અવ્યવસ્થા, આરબ જમાદારોનું જોર, અને બીજાં એવાંજ કારણોથી રાજ્ય ઘણુ નિર્બળ અવસ્થામાં આવી પડયું હતું.

આ સેકાની શરૂઆતમાં ગુજરાતમાં સર્વ જગાએ જુલમ અને અંધેર સિવાય બીજુ કાંઈ જોવામાં આવતુ નહીં. કાઠી, રજપુત, કોળી, ભીલ, મકવાંણા, વગેરે લડાયક કોમો, તલવાર એજ કાયદો, અને હાથમાં આવે એજ માલકી, સમજતા હતા. મિલકતનુ સંરક્ષણ બિલકુલ હતુંજ નહી. મરેઠાઓએ દેશ જીતી લીધો હતો ખરો, પણ તેઓ તેની વ્યવસ્થા તરફ બિલકુલ લક્ષ આપતા નોહોતા. મરેઠા અમલદારોને માત્ર પોતાની લુટારૂ ફોજને માટે પૈસા જોઇએ તે ગમે તેવી રીતે મેળવવા એજ ફીકર હતી.

આવા વખતમાં ગાયકવાડ અને પેશ્વા સરકાર તરફથી ખંડણી ઉઘરાવવાને દેશમાં સ્વારીઓ મોકલવામાં આવતી તેને **મુલકગીરી** કરીને કેહેતા. એક સરદાર પોતાની સાથે ચાર પાંચ હજાર માણસ લેઇ વર્ષાઋતુના અંતમાં સ્વારી કરતો. સપાટ મેદાનમાં આવેલા રજપૂત, કોળી, કાઠી વગેરેના મુલકના અમુક ભાગ ઉપર જઇ છાવ-

ણી નાખવામાં આવતી. તે પછી લશ્કરની ટુકડીઓ જુદા જુદા તાલુકાઓમાં મોકલવામાં આવતી. જે તાલુકદાર કે રાજા ખડણી આપવાનું કબૂલ કરે તેનો ટાંકો લેવામાં આવતો, અને જે કબુલ ના કરે તેના ઉપર ચઢાઈ કરવામાં આવતી. ચઢાઈ કરતી વખતે ચારે તરફ લુંટારૂ સવારોને દોડાવવામાં આવતા. તેઓ ખેતર, ગામ, ઘર, વાવેતર, તમામ બાળી, લુંટી, કે ખોદી પાડી મેદાન કરતા. લોકો ઘર વગર રખડતા. ઢોર નાસી જતાં. મીલકત રફે દફે થઇજતી. અંતે થાકીને તે હઠીલો તાલુકદાર ઠેકાંણે આવતો, અને પોતાનો ટાંકો આપતો. કેટલીએક વખત તાલુકદાર સામા થતા અને મુલકગીરી ફોજને હઠાવી મુકી કાંઇ આપતા નહીં. આ પ્રમાણે મુલકગીરીની સ્વારીઓને લીધે આખો દેશ વરસના મોટા ભાગ સુધી ત્રાસ્તીમાં ને ધાસ્તીમાં રેહેતો. તાલુકદાર અને ગરાસીઆઓને હેરાંન કરવામાં આવતા, તેથી તેઓ તેનો બદલો આસ પાસના માહાલો ઉપર હુમલા કરીને, બાળીને, અને બીજા અનેક જાતના ઊપદ્રવો કરીને વાળતા. ચોરી, લુંટ, ધાડ, તોફાન, બંડ, અને બખેડા તે વખતમાં ઘણા થતા.

આનંદરાવ ગાયકવાડ સને ૧૮૦૦ની સાલમાં ગાદી ઉપર આવ્યા. તે અશક્ત અને અણીણી હતા. રાજ્યની વ્યવસ્થા કરવાની તેમનામાં શક્તિ નોહોતી. તે વખત તીજોરી ખાલી હતી. આરબ લોકોનું જોર ઘણું હતું. સઘળા કિલ્લાઓ આરબ જમાદારોના હાથમાં હતા. તેઓ તેમના ચઢેલા પગારને માટે વારંવાર માહારાજા અને તેમના કારભારીઓને સતાવતા હતા. આવા વખતમાં કડીના જાગીરદાર મલ્હારરાવે બખેડો કર્યો, અને વીસનગર અને વીજાપુરના કિલ્લાઓ લેઇ લીધા. આ વખતે ગાયકવાડની વારે ચડે એમ કોઇ નોહોતુ, તેથી મંત્રી રાવજી આપાજીએ ઇંગ્રેજ સરકારની

મદદ માગી. કંપની સરકારે મેજર વોકર સાહેબને કેટલા-એક લશ્કરની સાથે કડી તરફ મોકલ્યા (ઈ. સ. ૧૮૦૨) મલ્હારરાવને સમજાવવા માંડયો, પણ તે સમજ્યા નહી તે-થી કડી ઉપર હુમલો કરી તે ગામ લીધુ. તે પછી ઇંગ્રે-જ સરકારને વડોદરા રાજ્યના કારભારમાં હાથ ઘાલવાની જરૂર પડી. સ ૧૮૦૫ ના તહનામાથી તેમ કરવાની તે-મને પૂર્ણ સત્તા મળી.

ગાયકવાડના રાજયની વ્યવસ્થા તરફ જેમ જેમ લ-ક્ષ આપવામાં આવ્યું, તેમ તેમ નામદાર કંપની સરકારને ખાત્રી થઈ કે, શ્રીમત ગાયકવાડ તરફથી જે સ્વારીઓ **જમાબંધી, ઘાસદાણા**, વગેરે નામથી ઓળખાતી ખંડ-ણી ઉઘરાવવાને માટે મોકલવામાં આવે છે તેથી દેશમાં ઘણો બખેડો થાયછે, ત્રાસ વરતાયછે, અને રૈઆત હેરાન થાયછે; ખંડણીમાં વારંવાર વધારો કરવામાં આવેછે તેથી તે આપતા પેહેલાં ઘણી વખત ખડિયાં રાજ્યોવાળા સાં-મા થાય છે.

દેશમાં સલાહ શાન્તિ પસરે, ખંડણીનો આંકડો મુ-કરર થએથી તે વધતો અટકે, વગર સ્વારીએ સઘળી ખંડણી ઘેર બેઠાં વસુલ થાય, અને તાલુકદારો અને ભૂ-મિયાઓના હક, જાગીર, સ્વતંત્રતા અને અધિકાર જળવા-ય એવી રીતનો **બંદોબસ્ત** પ્રથમ કાઠિયાવાડમાં કરવાની નામદાર કંપની સરકારને અગત્ય જણાઇ. ગાયકવાડના કા-રભારી મંડળે પણ તેમ કરવાની સમ્મતિ આપી. મોરબી-ના રાજ્યમાં ગૂતુ આગળ ગાયકવાડનુ તથા ઇંગ્રેજ સરકા-રનુ લશ્કર જઇ પોહોંચ્યું, અને ત્યા ઇંગ્રેજ સરકાર તરફ-થી મેજર વૉકર સાહેબ અને ગાયકવાડ સરકાર તરફથી તેમના સરદાર વિઠ્ઠલરાવ દિવાનજી ગયા, કાઠિયાવાડના સ-

ઘણા રાજા, ઠાકોર, તાલુકદાર વગેરેને તે બંને રાજ્યના પ્રતિનિધિઓની પાસે આવવાને આમંત્રણ થયાં. કેટલાએક વખત પછી રાજા, તાલુકદાર, ઠાકોર અથવા તેમના વકીલો વગેરે આવ્યાથી તેમની સાથે દેશની શાન્તિને માટે તેમજ ગાયકવાડની ખંડણી વગેરેને માટે કોલ કરારો થયા.

આ **બંદોબસ્ત** વખતે પ્રથમ **"હાથ ઝલામણી"**નો દસ્તાવેજ થતો. તે ઉપર તાલુકદાર વગેરેના ભાટની સહી થતી, તેમાં માત્ર કઈ કઇ બાબતનો બંદોબસ્ત કરવાનો છે તેજ લખવામાં આવતું. ધારેલા બંદોબસ્ત થયા પછી આ ખત રદ કરવામાં આવતુ તે પછી ફેલજામીન ખત લખાવી લેવામાં આવતુ. મુલકમાં શાન્તિ રહે અને નામદાર કંપની સરકાર તથા પેશ્વા અને ગાયકવાડ સરકારના મુલકનુ રક્ષણ થાય એવી મતલબના કરાર તેમાં લખાવી લેવામાં આવતા. આ કરાર હમેશના અથવા કાયમના છે. આ જમાનીખત ઉપર જામીનની સહી થતી તે ઉપરાંત આડ જામીન પણ લેવામાં આવતા. તે પછી વગર સ્વારી થયે તે વખતે ખંડણીનો આંકડો જે મુકરર થાય તે તાલુકદારો હમેશ પોતાના વકીલ અથવા માણસની સાથે વડોદરે પોહોચતો કરે તે બાબતનો કાયમનો કરાર લખાવી લેવામાં આવતો. ખંડણી હમેશ નિયમ સર આપવાના કરાર બાબત કાયમના જામીન મળી શકે નહી, માટે દસ વરસના જામીન લેવામાં આવ્યા. આ કરારને મેહેસુલ બાબતના કરાર કહેછે.

એ પ્રમાણે બે જુદા જુદા કાયમના કરારો આ બંદોબસ્ત વખતે કરવામાં આવ્યા. એકતો દેશમાં સુલેહ રહે અને કંપની, પેશ્વા, અને ગાયકવાડ સરકારના મુલક સચવાય તેને માટે ફેલ જામીન ખત તાલુકદાર વગેરેના ભા

ર અથવા વકીલની સહીનું લેવામાં આવ્યું. અને બીજો દ-સ્તાવેજ ખંડણીને માટે કરાવી લેવામાં આવ્યો. જે તાલુ-કદાર ઠાકોર વગેરે ખંડણી બિલકુલ આપતા નહી, તેમની પાસેથી માત્ર ફેલ જામીન ખત લખાવી લેવામાં આવ્યાં. આ કરારો થયા પછી તેની યાદ નામદાર કંપની સરકાર-ની બાંયધરી સાથે તાલુકદાર, ઠાકોર વગેરેને આપવામાં આવી, અને તેની અંદર સદરહુ તાલુકદાર વગેરેના રિવા-જોનુ રક્ષણ કરવાનું, તથા તેમના હક્ક, જાગીર, સ્વતંત્રતા અને અધિકાર જાળવવાનું, અને પેશ્વા તથા ગાયકવાડ કે બીજા કોઇ તે દબાવે નહીં કે તે ઉપર હુમલો કરે નહી એવું, વચન આપવામાં આવ્યું.

આ વખતમાં દેશમાં ઘણી અધાધુંધી હોવાથી, અ-ને માલ મિલકતનું સંરક્ષણ બિલકુલ નહી હોવાથી, રાજા અને પ્રજા બંનેના મનમાં અધીર પેશીગઈ હતી. કાંઈ કા-મ વગર બાંયધરીએ થતું નહી. કોઇ ગામના પટેલને બો-લાવવો હોય, કે કોઇ વોહોરાને માલ વેચવા બીજે ગાંમ જવુ હોય તો આમદરફ્ત બાંયધરી આપ્યા સિવાય તે કા-મ થતાં નહી. રજપુત કોળી વગેરે કોમોમાં ભાટ કે ચા-રણ બાંયધરી આપતા. ગાયકવાડી રાજ્યમાં ૧૮ મા સૈકાના છેલ્લા ભાગમાં આરબ લોકોની બાંયધરી મજબુત ગણાતી.

ઉપર લખ્યા મુજબનો બંદોબસ્ત કાઠીઆવાડમાં કરવામાં આવ્યો. પરંતુ ઇંગ્રેજ સરકારની બાંયધરી સિવાય તે કાયમનો અને મજબૂત ગણી શકાય નહી, એમ હરદો પક્ષકારના વિ-ચારમાં આવ્યાથી, ગાયકવાડ સરકારની વિનંતીથી મેજર વૉકર સાહેબે, રાજા, તાલુકદાર, ભૂમિયા વગેરેને કંપની સ-રકારની બાંયધરી આપી.

આ બંદોબસ્તથી તાલુકદાર તથા તેમના ભાયાત આ-

શ્રિત રૈયત વગેરેની જમીન, જાગીર, હક્ક, અધિકાર, સત્તા, સ્વતંત્રતા, વગેરે જે જે હક્ક હતા તે કાયમ થયા; તેમજ ગાયકવાડ સરકારની ખંડણીનો આંકડો મુકરર થયો. એ રીતે મુલકગીરીની સ્વારીથી થતી ખુવારીનો અંત આવ્યો. ગાયકવાડ સરકારની સત્તા અત્યારસુધીમાં કાઠીઆવાડમાં કોઇ વખત મુકરરપણે સ્થાપીત થઈ નોહોતી તે સ્થપાઇ, અને વીન ખરચે એક મોટી ઊપજ તેમને મળવા લાગી.

આ બંદોબસ્ત વખતે ગાયકવાડ સરકારના હાથમાં પેશ્વા સરકારના ગુજરાતમાંના મુલકનો ઈજારો હતો, તેથી ગાયકવાડ સરકારે પોતાના તરફથી તેમજ પેશ્વાના પ્રતિનિધિ તરીકે તાલુકદારો વગેરેની સાથે કરારો કર્યા હતા.

આ કરારોને કાઠીઆવાડનો સને ૧૮૦૭–૮ નો **બંદોબસ્ત** કહે છે.

આ વખતે મહીકાંઠામાં પણ ઠેક ઠેકાણે જુલમ વરતાઈ રહ્યો હતો. મેશ્વા નદીની તેડ ઉપર આવેલા આમલિયારાનો ઠાકોર ભાથીજી તો આસપાસ પચાસ પચાસ ગાઉ ફરતો ત્રાસ પોકરાવતો. એની હદ નજીકથી જનાર કોઇ પણ મુસાફર કે વણઝારો સહીસલામત જઇ શકતો નહી. ઠેક ઠેકાણે એનાં નાકાં અને થાણાં હતાં. પોતાના લુંટારૂ સોબતી મંડળને સંતાઈ રેહેવાને માટે નદીની તેડ ઊપર વૃક્ષો અને કાંટાનુ એક મોહ્રુ જંગલ બનાવ્યું હતુ, જેમાંથી માત્ર જીવ સાટેજ કોઈ દાતણ કે સોટી કાપી શકતુ. ભંકોડાનો ઠાકોર પણ દેશમાં સિંહની માફક ધુમતો હતો. વારઈનાં ઘોડાં ઠેઠ ખંભાત અને મહી નદી સુધી જોવામાં આવતાં. લવાડના જમીનદારો પણ લુટ, ચોરી, ધાડ, આગ અને એવા બીજા ઉપદ્રવોથી દેશને કાયર કરતા. રજપૂત તાલુકદાર અને ગરાસિયા પણ સ્વતંત્રપણે ફરતા, અને આસપાસના મુલક ઉપર જુલમ ગુજારતા. મેદાનમાં

આવેલા રાસ્તી મુલક ઉપર ગાયકવાડ સરકારનો થોરો ઘ-ણો કાબુ હતો, પણ આ તાલુકદાર અને ખંડિયાં સંસ્થાનો-ના ઉપર તેમજ બીજા ભૂમિયા અને ગરાસિયાના ઉપર તેમનો (ગાયકવાડનો) બિલકુલ કાબુ કે દાબ નહતો. તેમની મેહેસુલ ઉઘરાવવાની રીત ખંડણી ઉઘરાવવાની રીતને મ-ળતી આવતી. દેશમાં ન્યાય કે કાયદો દાખલ કરવામાં આવ્યો નોહોતો. પોતાના આશ્રયનીચે રેહેનારનુ રક્ષણ કરવાની ફ-રજ છે, એવું મરેઠા સરદારો ધારતા નહી, અને રક્ષણ ક-રવામાં અભિમાન ધરાવતા નહી. પોતાના અને પોતાની ફોજના ગુજરાનને માટે જોઈતું દ્રવ્ય મળ્યું એટલે બીજા કશાની તેમને દરકાર નહોતી.

કાઠીઆવાડની માફક મહીકાંઠામાં પણ મુલકગીરીને માટે સ્વારીઓ મોકલવામાં આવતી, તેથી આખો મુલક મહી નદીના કાંઠાથી તે અંબા ભવાની અને કચ્છના રણ સુધી હેરાન થતો. કેટલીએક વખતમરેઠા સરદાર અને ફો-જને પણ ઘણુ વેઠવું પડતુ, અને અપમાનસાથે પાછું ફરવું પડતુ.

એક વખત અંબાલા નામના ગામને ગાયકવાડના લશ્કરે ઘેરો ઘાલ્યો. એ ગામની એક તરફ સાંકડુ જંગ-લ હતુ, અને બીજી તરફ માત્ર થોરીયાની વાડ હતી, તો-પણ તે ગામના કોળીઓ એ ઘેરાની સામે ૭ માસ સુધી ટકી શક્યા. અંતે એ ગામ હુમલો કરીને મરેઠા સરદારે લીધુ, પણ કેટલાએક કોળીઓએ પાછા ફરી હુમલો કર્યો, જેથી ઘેરો ઘાલનાર ફોજ પોતાના ચાર મુખ્ય સરદારોને અને તોપોને મેદાનમાં પડતી મુકી નાસી ગઈ.

એક વખત બવાડ ગામના ૧૦૦૦ માણસોએ ગા-યકવાડ સરકારના દસહજાર લશ્કરનાં માણસોને વાત્રક ન-દીના ઊંડા કોતરમાં ફસાવી દીધાં. એ લશ્કરના માણસો

પૈકી કેટલાએકે સાંમે થવાની ધાસ્તી બતાવી; એટલામાં તો બીજા લવાડ વાળાએ પાછળથી બંદુકનો મારો ચલાવ્યો તેથી આખી ફોજ તરત નાશી ગઇ, અને તેનો સરદાર બાબાજી માત્ર તેના ઘોડાની ઉતાવળી ચાલને લીધેજ બચ્યો.

જ્યારે રજપૂત લોકોની સાંમે ગાયકવાડના સરદારો ચઢાઈ કરતા, ત્યારે તે રજપૂતો તેમની બીજી જગાઓના લઢાયક રજપૂતોને કંકોત્રીઓ લખી ભેગા કરતા, અને ઘણી બાહાદુરીની સાથે તેમના ગામનો બચાવ કરતા.

એક વખત વરસોડા ગામ ઉપર ગાયકવાડ સરકારના સરદારે ઘણી ચઢાઇઓ કરી, પણ રજપૂતોએ તેમને દરેક વખતે હઠાવી પાછા કાઢ્યા. અંતે તે સરદારને છાવણી ઉઠાવી જતું રેહેવું પડ્યું—

કાઠિયાવાડના બંદોબસ્તનાં ફળ સારાં જણાવા લાગ્યાં, તેથી તેવાજ ધોરણ ઉપર મહીકાંઠામાં પણ બંદોબસ્ત કરવાનો ઇંગ્રેજ સરકારનો તેમજ ગાયકવાડ સરકારનો ઇરાદો થયો. પ્રથમ ઘોડાસરના ઠાકોરે, સને ૧૮૦૮ ના જુન માસમાં, કાઠિયાવાડના બંદોબસ્તમાં થએલા કરારોને મળતા કરારો કરી નામદાર કંપની સરકારની બાંયધરી લીધી.

તેજ સાલમાં આમલીઆરાના કોળી ઠાકોર ઉપર ગાયકવાડની ફોજે હુમલો કર્યો હતો, તે તેણે મોડાસાના રાજા જાલમસીંગની મદદથી હઠાવ્યો હતો. ગાયકવાડના લશ્કરે પછી આમલિયારા ઉપર હુમલો કરી તે ગામ લુંટી લીધું, તોપણ ઠાકોર કિલ્લાઓમાં ભરાઇ દુશ્મનાઇ દાખવતો હતો. અંતે સલાહને માટે કેહેણો આવ્યા ઉપરથી એણે પોતાની સારી ચાલને માટે જામીન આપ્યા, અને પોતાના તથા પોતાના ભાયાત અને રૈયતના હક્કોને માટે

ઇંગ્રેજ સરકારની બાંયધરી લીધી (અકટોબર ૧૮૦૮)

સન ૧૮૦૮ ના નવેંબરમાં લવાડના કોળીઓએ તેમના તરફથી કપડવંજના કેટલાએક ભાટ પાસે જામીન ખત લખાવી આપ્યાં. આ જામીનખત તેમને પોતાને માટે, તેમજ તેમના ભાઇ ભત્રીજા, વાડાવાસ, પળવાડમાં રેહેનાર રૈયત અને તમામ આશ્રિતોને માટે છે; અને તેઓને આણુંદરાવ માહારાજ તરફથી જે પરવાનો કંપની સરકારની બાંય ધરી સાથેનો મલ્યો છે, તે પણ તેમના પોતાના અને તેમની રૈયત વગેરેના નામથી છે.

કચ્છ, નવાનગર, વગેરેમાં તોફાન જાગવાથી મહીકાંઠા સમગ્તમાં બંદોબસ્ત સત્વર થઇ શક્યો નહી. અંતે સન. ૧૮૧૧–૧૨ માં કંપની સરકારે મેજર બૅલૅન્ટાઇનને મહીકાંઠામાં તે કામને માટે મોકલ્યા. તેમણે ગાયકવાડના સરદાર, બાચા જમાદારને સાથે રાખી કાઠિયાવાડની માફક તાલુકદાર ભુમિયા વગેરે પાસેથી કરારો કરાવી લીધા, ગાયકવાડનો ટાંકો મુકરર કરયો, અને તાલુકદાર વગેરેની જમીન, જાગીર, અધિકાર, સ્વતંત્રતા અને બીજા હકોને કાયમ કરી, ઇંગ્રેજ સરકારની બાંય ધરી આપી.

આ બંદોબસ્તને સન. ૧૮૧૧-૧૨ નો મહીકાંઠાનો **બંદોબસ્ત** કહેછે.

આ બંદોબસ્તના તમામ કાગળો હાથ લાગતા નથી, તેથી કરીને એ (બંદોબસ્ત) ની હકીકત શાબિત કરવાને કાઠિયાવાડના બંદોબસ્તના કાગળો ઘણે ભાગે વાપરવાની જરૂર પડી છે. કાઠિયાવાડનો અને મહીકાંઠાનો બંદોબસ્ત સરખા ધોરણ ઉપર કરવામાં આવ્યાથી પેહેલા બંદોબસ્તના કાગળો બીજાની હકીકત શાબિત કરવાને વાપરી શકાય એમ છે.

કાઠિયાવાડમાં બંદોબસ્ત થયા પછી વિઠ્ઠલરાવ દિવાનજીને ગાયકવાડના લશ્કર સાથે કાઠિયાવાડમાં મુકવામાં આવ્યો, અને તેની સાથે એક ઈંગ્રેજી લશ્કર સાથે એક ઇંગ્રેજ અમલદારને રાખવામાં આવ્યો. બંદોબસ્ત વખતે કરેલા કરારો પ્રમાણે તાલુકદાર વગેરે વરતે, અને કાંઇ તકરાર પડે તો ઇંગ્રેજ અમલદારના મધ્યસ્થપણા નીચે તેનો નિકાલ કરવામાં આવે, એવા હેતુથી આ અમલદારોને ત્યાં મુકવામાં આવ્યા હતા.

મહીકાંઠામાં પણ બંદોબસ્ત થયા પછી ત્યાં બચ્યા જમાદારને મુકયો. આ બંને સરદારોમાંથી કોઇએ બંદોબસ્તના બાંયધરીવાળા કરારો તરફ પુરતુ લક્ષ આપ્યું નહીં. વિઠ્ઠલરાવ દિવાનજીએ પોતાના સગા સાગવાને ગોઠવવાને માટે ખંડિયાં સંસ્થાનો અને રાજ્યોવાળાને સમજાવ્યા કે અમો પસંદ કરીએ તેને તમો કારભારી નીમો. આ સલાહ પ્રમાણે તેઓમાંના કેટલાએક ચાલ્યા, અને વિઠ્ઠલરાવના માણસો કારભારી થયા. તે પછી તરત બંદોબસ્તના કરારો તરફ લક્ષ નહીં આપતાં, મુકરર થયેલી રકમ ઉપરાંત બાબતી, ઈનામ, ખર્ચ વગેરે અનેક નામથી દિવાનજીએ જયાદે રકમો કઢાવવા માંડી. માંહોમાંહી તકરારો ઉત્પન્ન કરાવી, અને એક બીજાને નબળા પાડવાના ઈલાજો રચ્યા.

બચ્યા જમાદારે પણ ઘણાં નાણાં કઢાવ્યાં. ઠકરાતો અને રાજ્યોના હકો ઉપર પગ મુકવા માંડયો. દેશમાં તોફાન સેતાન વધે એમ કામ કરવા માંડયું. અંતે બંને મુલકોમાં જુલમનો પોકાર થઈ રહયો. બાંયધરીનું અપમાન થયું, અને ખંડિયાં રાજ્યોના મનમાં અવિશ્વાસ ઉત્પન થયો. ગાયકવાડના અમલદારોના ત્રાસથી તાલુકદાર-ઠાકોરો-ઠાકરડાઓ અને બીજા રજપૂત અને કોળી ગરાસીઆઓએ પો-

તાની પ્રથમની ચાલ ચલાવવા માંડી. તેથી કરીને ઇંગ્રેજ સરકારના મુલકને પણ હેરાનગતી પોહોંચી. પેશ્વાઇ તુટ્યાથી, અને ગાયકવાડ સાથે બીજા કોલકરારો થવાથી, ઇંગ્રેજ સરકારને હાથ ગુજરાતમાં ઘણો બોહોળો મુલક આવ્યો હતો. આ બધા મુલકના રક્ષણને અર્થે ગાયકવાડ સરકારને બાંયધરીના કરાર મુજબ ચલાવવાની ફરજ પાડવાની જરૂર જણાઇ. મુંબાઇના ગવરનર મી. માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન સાહેબે સઘળી તજવીજ કરી અભિપ્રાય બાંધ્યો કે, જ્યાં સુધી ગાયકવાડ સરકારને તાલુકદાર વગેરે પાસેથી ટાંકો અથવા ખંડણી પરભારી ઉઘરાવી લેવાની સત્તા રેહેશે, અને જ્યાં સુધી તેમની ફોજ કાઠિયાવાડ અને મહીકાંઠામાં જશે, ત્યાં સુધી આ બે મુલક ઠાળે પડવાના નથી. અંતે સન ૧૮૨૦ ના અપ્રેલ માસની તા. ૩ જીના રોજ ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકાર સાથે કરાર કર્યો કે, મહીકાંઠા અને કાઠિયાવાડના તાલુકદાર, જમીનદાર વગેરેના મુલકમાં ગાયકવાડ સરકારે પોતાની ફોજ મોકલવી નહીં, **તેમજ ઇંગ્રેજ સરકારના મધ્યસ્થપણા સિવાય તે મુલકના જમીનદાર અને બીજા રહીશો પાસેથી કોઇપણ જાતની માગણી કરવી નહીં.** અને ખંડણીના ગાયકવાડ સરકારના જે હક બંદોબસ્ત વખતે મુકરર કરવામાં આવ્યા હોય તે હક, ઇંગ્રેજ સરકાર ગાયકવાડ સરકારને વગર ખરચે ઉઘરાવી આપે. આ કરાર દેશમાં સલાહ શાંતી ફરીથી સ્થાપવાને માટે કર્યો. આ કરારથી કાઠિયાવાડ અને મહીકાંઠા ઉપરનુ ગાયકવાડ સરકારનુ ઉપરીપણું ગયું, અને તેને બદલે ઇંગ્રેજ સરકારનું ઉપરીપણું સ્થાપન થયું. સને ૧૮૦૭—૮ ના તથા સને ૧૮૧૧—૧૨ ના બંદોબસ્ત પૂર્ણ રીતે અમલમાં આવ્યા.

એ પ્રમાણે ગાયકવાડ સરકારના બે લશ્કરી અમલદારોની ગેરવર્તણુકને લીધે ગાયકવાડી રાજ્યને સહન કરવું પડયું.

તે પછી કાઠિયાવાડ અને મહીકાંઠામાં એજન્સીઓ સ્થપાઇ. નાનાં સંસ્થાનો–તાલુકદારો, ગરાસિયા વગેરેના જે જે હકો મહીકાંઠા અને કાઠિયાવાડની હદમાં આવ્યા, તે તે હકો બંદોબસ્ત વખતે અપાએલી બાંયધરીને આધારે હાલસુધી સાચવવામાં આવેછે.

જે જે જમીન જાગીર-હક-અધિકાર વગેરે મહીકાંઠાની ખાસ હદની અંદર આવેલાં નથી તે વડોદરા રાજ્યની અંદર આવેલાં છે એમ વડોદરા રાજ્યનું કહેવું છે. એ હકોની બાબતની તકરારોના સબંધમાં બંદોબસ્ત પછી ઘણા લાંબા વખત સુધી પોલીટીકલ એજંટ વચે પડી નીકાલ કાઢી આપતા. અને ઘણે ભાગે એ જમીનદાર તાલુકદાર વગેરેને દાદ મળતી. એ પ્રમાણે કેટલીક મુદતસુધી કામ રગડ દગડ ચાલ્યું.

અંતે સને ૧૮૬૨ માં ખંડેરાવ મહારાજાએ ઈનામ કમેટી નામનો કર કાઢયો અને તે તમામ બાંયધરીવાળી જમીન તથા રોકડ હકો ઉપર નાંખ્યો. ગામ ઉપરથી જે ગરાસિયા વગેરેને પરભાર્યા હક મળતા તે બંધ કર્યા. નવી સરવઇ થઇ તે વખતે કેટલીએક ખાસ માલકીની અને ગરાસની જમીનને સરકારી જમીન તરીકે દફતરમાં દાખલ કરી, તે ઉપર પુરેપુરો આકાર ચઢાવી દીધો. અનેક રીતે ગરાસિયા અને તાલુકદાર-જમીનદાર વગેરેને હેરાન કરવા માંડયા. તેથી તેઓએ પોકાર કર્યો; અને બંદોબસ્ત વખતે અપાએલી બાંયધરી યાદ આણી. તેમની અરજથી પોલીટીકલ એજંટોએ પણ પોકાર કરવા માંડયો.

રેવાકાંઠા તરફથી પણ એવાજ પ્રકારનો પોકાર થયો હતો. તે ઉપરથી એક ઇંગ્રેજ અમલદારને પ્રથમ રેવાકાંઠાની કેટલીએક તકરારોનો નિકાલ કરવાને નિમ્યો પણ દરબાર તરફની અયોગ્ય અડચણો અને નકામા વાંધાઓને લીધે ઘણું કામ થઈ શક્યુ નહી. એક પછી એક અમલદાર નિમાયા પણ ફોકટ—અતે સન ૧૮૭૭ માં અમુક નિયમો ઘડી તે પ્રમાણે મહીકાંઠા–રેવાકાંઠા–પાલણપુર વગેરે મુલકના જમીનદારો અને ગરાસીઆ, વગેરે બાંયધરીવાળા તેમજ બાંયધરી વગરના, લોકોના દાવા અને તકરારોનો નિકાલ કરવાને એક ઈંગ્રેજ અમલદાર નિમવાની યોજના થઈ. તે ઉપરથી વડોદરાના એજંટ ગવર્નર જનરલ, અને મુબાઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ, તથા તેમની કાઉન્સીલના મેમ્બરોએ એક વખત ભેગામળી કેટલીએક ચરચા કરી. પછી ગવર્નર સાહેબે તા૦ ૧ લી સપટેંબર ૧૮૭૭ના રોજ રૂલો અથવા નિયમોને માટે એક મિનિટ ઘડી કાઢી. તેની નકલ વડોદરાના દિવાનસરટી માધવરાવ તરફ જતાં તેઓએ કેટલીએક ટીકા લખી મોકલી. તે પછી બધુ પ્રકરણ ઇન્ડિયા સરકારના આગળ રજુ થતાં, તે સરકારે સર રિચર્ડ ટેમ્પલની મિનિટને આધારે રૂલો ઘડવાનું ફરમાવ્યું. સર રિચર્ડ ટેમ્પલે મિનિટ ઘડી તેવખતે, તેમજ તે પછી રૂલો ઘડાઇ તે વખતે પણ મહીકાંઠાના કોઇ અમલદારને કે તાલુકદારને કાંઇ પણ પુછવામાં આવ્યું નોહોતું, તો આ રૂલો જે પક્ષકારને પુછવામાં આવ્યું નોહોતુ, તેને કેટલે દરજ્જે, અને કેવી સખતાઈથી બંધનકારક થઇ શકેછે, તે ઇનસાફ કરનારને વિચારવાનુછે. એ રૂલો પૈકીની કેટલીએક સર રિચર્ડ ટેમ્પલની મિનિટ વિરૂદ્ધછે, અને કેવળ વડોદરા રાજ્યના લાભમાં છે.

એ રૂલો પૈકી રૂલ. ૫ માં જે તાલુકદાર જમીનદાર વગરે ત્રિબ્યુટ આપેછે તેને બાંયધરી છે એમ કહેલુંછે. પણ ત્રિબ્યુટ આપનાર તાલુકદાર કે ઠાકોરના ભાયાતો, જેઓ જુદી ત્રિબ્યુટ આપતા નથી, તેઓને બાંયધરી છે કે નથી એ બાબતનો ખુલાસો એ રૂલમાં અથવા બીજી કોઇ રૂલમાં નહી હોવાથી, એ તકરાર સ્પેશીયલ સેટલમેંટ ઓફીસર મી. રીડસાહેબ પાસે આવી તેમણે ફેસલો કર્યો કે એ રૂલ મુજબ ભાયાતોને બાંયધરી નથી. એ ફેસલા ઉપરથી ભાયાતો તરફથી અપીલ કરવામાં આવી. અપીલના અધિકારી ઓ. નરેબલ મી. રીચીસાહેબે એ બાબતનો ફેસલો નહીં આપતાં, ભાયાતોને બાયધરી હોવી જોઇએ અને છે એવો મત જણાવી ઉપરી સરકારમાં લખાણ કર્યું. તે ઉપરથી કલકત્તાની સરકારે છેવટ હુકમ કર્યો, કે ભાયાતોને એક વર્ગ તરીકે રૂલ વડે બાંયધરીમાથી બાતલ કરવામાં આવ્યા નથી, તે હુકમને અનુસરીને મુંબાઈ સરકારે સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસર સાહેબને એક નમુનાનો કેસ ચુકવવાનો કહ્યાથી, માંણસાના રાઓલજીશ્રીના ભાયાતનો કેટલો એક ગરાસ કોહા તાલુકે કલોલના ગામમાં હતો તે બાબતના દાવામાં સદરહુ અગલદારે પરિપૂર્ણ રીતે તજવીજ કરી, એક મોટા જજમેંટમાં ઠરાવ કર્યો. તેના ઉપર નારાજ થઇ વડોદરા સરકારે તેમજ દાવેદાર ભાયાતોએ અપીલ કરી, તે અપીલનું કામ મેહેરબાન એચ. એફ. એસ્ટન સાહેબના આગળ ચાલતાં તેઓ સાહેબે આ વિષય ઉપરના તમામ આધાર અને પુસ્તકો તપાસી એક ઘણો મજબુત અને વ્યાજબી ઠરાવ કર્યો. આ ઠરાવમાં બાંયધરી એટલે શું તેથી ઉત્પન્ન થતી હરદો પક્ષકારની ફરજો શી શી છે, તે કેવી રીતે પાળવી જોઇએ, તેનો અર્થ કેવી રીતે કરવો જોઇએ વગેરે બાબતોનું યથાસ્થિત વર્ણન આવેછે.

ગરાસ ચાસ અને બાંયધરીવાળી જાગીરોના સંબંધમાં આવનાર તમામ અમલદાર, કામદાર, ગરાસિયા અને તાલુકદારને આ ઠરાવ ઘણો ઉપયોગી છે.

આ ઠરાવ મહીકાંઠામાં ઉત્પન્ન થયેલી તકરારના સબંધમાં છે તેથી મહીકાંઠાના બંદોબસ્ત વિશે ઉપર બોલવામાં આવ્યુંછે. તે બંદોબસ્તના કાગળો જડતા નથી તેથી તેના જેવાજ કાઠિયાવાડના બંદોબસ્તનું વર્ણન આપવાની જરૂર પડીછે. ગાયકવાડનુ રાજ્ય શી રીતે અને કેવા સમયમાં સ્થાપન થયું તેનો ટુંકો હેવાલ સબંધ જાળવવાને માટે આપેલોછે.

વડોદરા. કાંપ તા. ૭ મી જાનેવારી સને ૧૮૮૯

લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ.

પારેખ.



# કોઠા ગ્યારેન્ટી (બાંયધરી) કેસ.

## સામસામી અપીલ નંબર. ૧૨૨-૧૧૭

### અપીલ નંબર ૧૨૨

વડોદરા દરબાર..................................ઍપેલેન્ટ

રાવલ. જેઠીજી અભજી અને બીજા આભેસંગના માહાડના } રીસપૉન્ડેન્ટ

### અપીલ નંબર ૧૧૭

રાવલ. જેઠીજી અભજી અને બીજા ઍપેલૅન્ટ

વડોદરા દરબાર— રીસપૉન્ડેંટ

ખરો મહીકાંઠાનો બંદોબસ્ત—તેની તારીખ—ભાયાતોને આશ્રિતોને—રૈયતને-પ્રત્યક્ષ બાંયધરી—બંદોબસ્ત એ હક બાબતની તકરારોની મુદત—રૂલ૧૩—ફેલ જમીન ખતે—બાંયધરી મુકરર કરવાનું સાધન-જીવક—રાજ્યકીય સંબંધ અને સત્તાનું તુટવું-હિંદુસ્થાનની સરકારનો ઠરાવ—કાયમને માટે આપેલી જમીન રૂલ. ૫—તેનુલાગુ થવું—ગામ—વાંટા—"વડોદરારાજ્યમાં" ભાયાતી જાગીરોમાં વધારો—બ્રિટિશ સરકારની લવાદી—સન ૧૮૨૦ નો કરાર—રૂલ ૩—ચાકરીઆત—ધરમાદા અને બીજી પરહસ્તગત થયેલી જમીનો.

**સન ૧૮૧૧—૧૨ના બંદોબસ્તનાં ધોરણો, શરતો અને તેનો વિસ્તાર તપાસી ઠરાવ કરવામાં**

આવ્યો કે, મહીકાંઠાનો વાસ્તવિક બંદોબસ્ત સન ૧૮૧૧—૧૨ માં કરવામાં આવ્યો હતો. તે બંદોબસ્ત વખતે બ્રિટિશ સરકાર તરફથી ત્રિબ્યુટદારોને, પરોક્ષ નહીં, પણ પ્રત્યક્ષ, બાંયધરી આપવામાં આવી છે. ત્રિબ્યુટદારોએ જે જે કરારો તે વખતે કર્યા છે, તે તે તેમને પોતાનેમાટે, તેમજ તેમના ભાયાત, આશ્રિત, અને તેમની જમીન જાગીરમાં રેહેનાર રૈયતને માટે કર્યા છે. અને તેથી કરીને તેમના ભાયાત, આશ્રિત વગેરેના હક, અધિકાર અને જમીન જાગીરની સાથે, તેમના પોતાના હક અધિકાર અને જમીન જાગીરને, ગાયકવાડ સરકાર તરફથી કાંઇ અડચણ થાય નહીં એવી રીતની બ્રિટિશ સરકાર તરફથી બાંયધરી મળી છે.

વળી મહીકાંઠાનો બંદોબસ્ત, સન ૧૮૧૧—૧૨ માં જે સ્થિતિ હતી તે સ્થિતિ ઉપર રચવામાં આવ્યો છે; તેથી કરીને બાંયધરીવાળા હકોની તકરારની તજવીજમાં રૂલ ૧૩ ના ખાસ ઠરાવોને બાધ ના લાગે એ પ્રમાણે, એ બંદોબસ્તના વખત (સન ૧૮૧૧—૧૨)ને એક મુદત તરીકે ગણવાનો છે.

વડોદરા રાજ્યમાં આવેલા ત્રિબ્યુટદારના વાંટા અને ગરાસ હકોને બાંધધરી છે, એ વાત ઉપરથી ગર્ભિત રીતે એમ ગણવાનું છે કે ત્રિબ્યુટદારના ઉપર આધાર રાખતા સર્વજનોના જે હક્ક, બંદોબસ્તની તારીખે હતા, તે સઘળા હક્કના સમૂહનું, તેજ ત્રિબ્યુટદારની બાંયધરીથી રક્ષણ થયેલું છે.

જ્યારે મહીકાંઠાના અમુક ભાયાતની જાગીરને બ્રિટિશ સરકારની બાંયધરીનો હક છે કે કેમ,

એવો સવાલ ઉઠે ત્યારે તેનો નિર્ણય કરવાને, એ કસોટી લાગુ કરવી જોઇએ કે, તેવી ભાયાતી જાગીર, એ મહીકાંઠાના ત્રિબ્યુટદારની સામાન્ય જાગીર અથવા જગાઓના ભાગ તરીકે ગણાતી હતી કે નહીં. અને એ વાત, હાલ જાગીર ધારણ કરનાર ભાયાતના પૂર્વે જે બંદોબસ્તમાં ભાગ લીધો હતો, એ વાતના પૂરાવાથી, તેમજ પોતાના તાલુકદાર અથવા ઠાકોરે જે જે કરારો કર્યા, તે કરારોથી તે બંધાયો હતો, તેથી, અથવા તે તાલુકદાર કે ઠાકોર ઉપર તે આધાર રાખતો હતો, એ વાતના પુરાવાથી બતાવી શકાય છે.

જ્યારે કોઇ જીવકમાં આપેલી ભાયાતી જાગીર બાબતની તકરાર હોય, ત્યારે અનુમાન એવું થાયછે કે, આ જાગીર બંદોબસ્ત વખતે બાંયધરીવાળી મૂળ જાગીરનો એક ભાગ હતો, અને તેથી કરીને, જ્યાં સુધી વડોદરા તરફથી વિરૂદ્ધ વાત સાબીત કરવામાં ના આવે ત્યાં સુધી, આ ભાયાતી જાગીરનુ રક્ષણ મૂળ જાગીરની બાંયધરીથી થએલુ છે એમ ગણવું જોઇએ.

વિરૂદ્ધ વાત એવી રીતે સાબિત થઇ શકે કે જીવક ગરાસ ઘણા જુના વખતમાં આપવામાં આવ્યો હતો, અને મૂળ જાગીર અને જીવક ગરાસ એ બંનેની વચ્ચે એટલી બધી જૂદાઇ થઇ ગઇ હતી કે, મહીકાંઠાનો બંદોબસ્ત કર્યો તે વખત પેહેલાંથી એ ગરાસની જાગીર ને મૂળ જાગીર સાથેનો રાજકીય સબંધ તુટી ગયો હતો, અને જીવક આપનાર તાલુકદાર કે રાજાની તે જાગીર ઉપર

બિલકુલ સત્તા રહી નોહોતી. (જુઓ મી. પીલસાહેબે દુમાડ વાંટામાં કરેલો ઠરાવ.)

સબંધ તુટયાની બીજી સાબિતી એ હોઇ શકે કે બંદોબસ્તની તારીખ પેહેલાં એક વફાદારી (Allegiance) છોડી દઇ બીજી સ્વિકારી છે.

હિંદુસ્થાનની સરકારે બાંયધરી બાબતનો એવી રીતે નિકાલ કરેલો જણાય છે કે:—મહીકાંઠાના ભાયાતોને, એક વર્ગ તરીકે, બાંયધરીમાંથી, અથવા ગરાસ અને વાંટાના હકોનો નિવેડો કરવાને કરેલી રૂલોના લાભમાંથી, બાતલ કરવામાં આવ્યા નથી.

વડોદરા રાજ્ય તરફથી એમ તકરાર બતાવવામાં આવે છે કે ભાયાતોને આપેલી જમીન કાયમને માટે પરહસ્તગત થયેલી છે. સર રિચર્ડ ટેમ્પલની મિનિટમાં "સ્વતંત્ર હકથી ખરીદ કરનાર" ને બદલે રૂલ ૫ માં કાયમને માટે "પરહસ્તગત થયેલી જમીન ધારણ કરનાર" એ શબ્દો લખેલા છે. આ ફેરફાર કરવાનો હેતુ ભાયાતોને બાંયધરીમાંથી બાતલ કરવાનો નથી. પણ તેમાં બક્ષીસ, વેચાણ, વગેરે પ્રકારની જમીનનો સમાસ કરવાનો છે. વળી મેલવીલ સાહેબની ગરાસની મિનિટ, જેની સાથે વડોદરાના દિવાન મળતા આવેછે, તેની અંદર આવી જીવકમાં આપેલી જમીન, ખરેખરૂ જોતાં, જમીનદારોની મિલકત ગણેલી છે. તે કારણથી રૂલ. ૫ ભાયાતી જાગીરોને લાગું થઇ શકતી નથી.

વળી જ્યાં પરોક્ષ બાંયધરી આપવામાં આ-વ્યાનું કહેવાયછે ત્યાંજ રૂલ. ૫ લાગુ થાયછે. પ-ણ અહીં ત્રિબ્યુટદારના મુલક, હક અને અધિકારને સને ૧૮૧૧-૧૨ માં પ્રત્યક્ષ બાંયધરી આપવામાં આવી છે, તે મુલક હક અને અધિકારના ભાગ ત-રીકે જો ભાયાતોની જાગીરો હોય તો, ભાયાતોને તેમની જાગીરો સાથે તેમના પોતાનાજ હકથી (પ્ર-ત્યક્ષ) બાંયધરી છે. વળી હિંદુસ્થાનની સરકારે ઠ-રાવ્યું છે કે, આવી જાગીરો હમેશને માટે પરહ-સ્તગત થયેલી નથી. તે કારણથી તેમને રૂલ. ૫ લા-ગુ થતી નથી.

"ગામો" "ગામના ભાગો," "મહીકાંઠા ત્રિબ્યુટ-દારના અથવા તેમના ભાયાતોના વાંટા," "વડોદરા રાજ્યમાં," વડોદરાના પ્રત્યક્ષ "વહિવટમાંના" વ-ગેરે વચનોનો અર્થ સમજાવ્યો છે.

બાંયધરીની તારીખ પછી ભાયાતી જાગીરો-માં જે વધારો થયો હોય તે બાબતમાં ઠરાવ્યું છે કે:—જેને માટે ત્રિબ્યુટદારને બાંયધરી મળી છે અ-ને જેનો સમાસ ત્રિબ્યુટદારની બાંયધરીમાં થાયછે, તેવી જાગીરમાંથી વધારો કરવામાં આવ્યો હોય, તો તે વધારાને બાંયધરી છે.

જે શખસને બાંયધરી નથી, તે શખસ પાસે-થી, વધારાની જાગીર મળી હોય તો તે વધારાને બાંયધરી નથી.

પરંતુ આ ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે, એવી વધારાની જાગીર મેળવનારને તે જાગીર સ-બંધી વડોદરા સરકાર તરફથી કાંઇ હક કરવામાં આ-

વે, તે હકની બાબતમાં બ્રિટિશ સરકારની લવાદી માગવાનો હક નથી. તેવી જાગીર મેળવનાર જો કોઇ મહીકાંઠાનો જમીનદાર, કે ગ્રહીશ હોય તો તેને માટે સન ૧૮૨૦ ના કરારમાં બ્રિટિશ સરકારની લવાદી બાબતનો સ્પષ્ટ ઠરાવ છે, અને એ કરાર મુજબ, સ્પેશિઅલ સેટલમેંટ ઓફીસર સાહેબે રૂલ ૩ પ્રમાણે વરતવાનું છે.

પરહસ્તગત થયેલી જમીન વિષે.

વડોદરાની દૃષ્ટિએ જોતાં દરેક આખો વાંટા એ પરહસ્તગત થયેલો વહિવટ છે. તે ઉપરથી એમ નિકળે છે કે, તે વાંટાના પેટાની જમીન બીજા કોઇને આપી હોય, તો તેથી તે ગ્રહણ કરનારને તે જમીન નકરી ખાવાનો હક મળે છે; પરંતુ તેથી આખા વાંટાનો વિસ્તાર કાંઇ ઓછો થતો નથી, અથવા તેવી આપેલી જમીન તલપદનો ભાગ થતી નથી, અથવા વાંટા ઉપર જે કર નાખવામાં આવતા નથી તે કર ભરવાને તે પાત્ર થતી નથી.

ચાકરીઆત, અને એવીજ બીજી આપેલી જમીન, વાંટાદારના તરફથી અપાઇ છે, પણ વડોદરા સંસ્થાન તરફથી અપાઇ નથી. તેવી જમીન જ્યાં પાછી લઇ શકાય છે, ત્યાંના વાંટાદારથી પાછી લઇ શકાયછે, પણ વડોદરારાજ્યથી પાછી લઇ શકાતી નથી. આવી જમીનને બાંયધરીમાંથી બાતલ કરવી, એ વાંટાની જાગીરના અંદરના વહિવટમાં હાથ નાખવા બરોબર છે. વાંટાના બાકીના ભાગનું રક્ષણ થાય, અને આવી જમીનનું રક્ષણ ન થાય એ કોઇ પણ સમજી શકાય એવા ધોરણ ઉપર બને નહીં.

ચાકરીઆત, અને ધર્માદા પસાયતાં, અને એ-વીજ રીતે અપાયલી બીજી જમીન, વાંટાદારના હાથ નીચે લઘુ ઉપભોગ પ્રકાર તરીકે રહી છે. કાંઇ વડોદરા નીચે રહી નથી. એવી જમીન આપવાથીજ વડોદરાને વાંટાની જાગીરના અંદરના વહીવટમાં હાથ ઘાલવાની સત્તા મળતી નથી, અને તેથી વાંટાદાર અને વડોદરા રાજ્ય એ બેની વચેના સંબંધમાં કાંઇ ફેરફાર થતો નથી.

એ ખુલ્લુ છે કે ગામના નોકરોને નોકરી બદલ કાઢી આપેલી ચાકરીઆત પસાગતા જમીન, રૂલ ૫ ની અંદર આવતી નથી, કેમકે રૂલ ૫ માં કહ્યા મુજબ તેવી જમીન કાયમને માટે કાઢી આપેલી નથી.

સાધારણ રીતે તમામ પરહસ્તગત થએલી જમીન વિષે.—ભાયાતોને જીવકમાં મળેલી જમીન હમેશને સારૂ પરહસ્તગત થયેલી નથી. આશ્રિતોને, ગામના નોકરોને, અને વાંટાની જાગીરના અંદરના વહીવટમાં આવી ગયેલા બીજા લોકોને કાઢી આપેલી જમીન બાંયધરીમાંથી બાતલ થતી નથી. ઠાકોરના આશ્રિત નહિ એવા તલપદના લોકો અથવા એવાજ બીજા લોકો જેઓ ઠાકોરકે તાલુકદારની બાંયધરીમાં આવી ગયેલા નથી, તેઓને કાયમને માટે જમીન આપી દેવામાં આવી હોય, તો તે જમીન બાંયધરીમાંથી દુર થાયછે, કેમકે એ જમી વગર બાંયધરીવાળા સખસને આપવામાં આવની એમ કહેવાય, અને તેથી કરીને તેનો સમાસ રૂલ ૫ માં થઇ શકે.

## દાવો.

દાવેદારો જેઓ માણુસા ઠાકોરના ભાયાત છે, અને માણુસાના કુંટુંબના ભાયાત અભેસીંગના વંશજોછે, તેઓ એવી દાદ માગેછે કે ગાયકવાડી રાજયમાં આવેલા કોઠા નામના ગામની સીમમાં અમારા ગરાસનાં ચાર ખેતરોછે, તેના સંરક્ષણને અર્થે બાંયધરી છે એમ ઠરાવી આપો.

(૧) બાંયધરીના મુકરદમાઓમાં, નિયામક તરીકે ખપ લાગતા કેટલાક સાધારણ નિયમો આવી જાય, એવો એક દાખલારૂપ ફેસલો કરવાના હેતુથી સ્પેશીયલ સેટલમેંન્ટ ઓફીસર સાહેબે આ કામમાં ગરાસ સંબંધી કેટલી ક બાબતો, અથવા રીવાજો ઉપર પુરાવો લઈ સ્પષ્ટ રીતે ઠરાવ્યુંછે કે, સદરહુ કોઠાની હદમાં આવેલી જે જમીનની બાબતમાં બાંયધરી માગવામાં આવેછે, તે જમીન મુળ અભેસીંગજીને જીવાઇમાં મળેલી જમીનનો એક ભાગછે; અને તે અસલથી (હમેશાં) તેમના વારસના કબજા ભોગવટામાં ચાલતી આવેલી છે પાનું ૧૨૯

વળી આગળ ઉપર જણાવે છે કે (પાનું ૧૩૩) સદરહુ જમીન ૧૦૦ અગર ૧૫૦ વરસ ઉપર સદરહુ અભેસીંગને (જીવાઇમાં) આપવામાં આવેલી હતી, અને તે ત્યારથી તેમના મુળ જીવાઇદારના સીધી લીટીના વારસોના કબજા ભોગવટામાં ચાલતી આવેછે; તેઓ માણુસા ઠાકોરની હદમાં રેહેછે અને તેમને સદરહુ ઠાકોરની સાથે નિકટનો સંબંધ છે; તેઓ પ્રસંગોપાત સદરહુ ઠાકોરની સરદાર ચાકરી બજાવેછે; અને સદરહુ તકરારી જમીન માણુસાની કલગબંધીમાં સ્પષ્ટ રીતે દાખલ થએલી છે; તેમ એવી રીતનો પુરાવ નથી કે જે જમીનની બાબતમાં બાંયધ-

રી માગવામાં આવેછે તે જમીનનો કોઇ પણ ભાગ સદરહુ ભાયાતોએ પોતે સ્વતંત્ર મેળવેલો છે, અગર જાથુને માટે કદી બીજાને આપ્યો છે.

તેથી કરીને સદરહુ જમીન માણસાના રાજ્યમાંથી હમેશને માટે જુદી પાડેલી નહીં પરંતુ અમુક શરતે જુદી પાડેલી (આપેલી) અને કોઇ અમુક વખતે તે જમીન માણસાના રાજ્યમાં ભળવાનો સંભવ છે એમ ઠરે છે સબબ મુળ (માણસાની) જાગિરની બાંયધરીથી આ જમીનને પણ બાંયધરી માગવાનો અધીકાર છે.

(૨) વડોદરા દરબાર એજંટે તેમજ બ્રિટિશ ગરાસીયા એજંટે કબુલ કરેલું છે કે આ મુકરદમાની મીલકત (જમીન)ની બાબતમાં ધરમાદા, કન્યાદાન, અગર બીજી કોઇ પણ રીતથી પસાયતા તરીકે કાંઈપણ (જમીન) આપવામાં આવેલી નથી. તેમજ કોઇપણ ભાયાતને બીજી કોઈપણ રીતથી તે જમીન કોઇને લખી આપેલી નથી. આ કેસમાં એક ધ્યાનમાં લેવા લાયક બાબત એ છે કે માણસા ઠાકોરને અગર તેમની તરફથી કાઇ હક ધરાવનાર બીજા કોઇ સખ્સને પક્ષકાર કરવામાં આવેલા નથી, તોપણ સ્પેશિયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કે આવી રીતે આપેલી (જમીન) બાંયધરીમાંથી બાતલ થાયછે. સ્પેશિયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબ પોતાના ફેંસલામાં પાને ૧૧૭ મે જણાવે છે કે "અમુક જમીન ધરમાદામાં આપેલી સાબિત થાય તો તેથી જાથુને માટે તે જમીન આપેલી ઠરે છે અને તેથી કરીને બાંયધરીમાંથી બાતલ થાયછે." તેજ પેરેગ્રાફના પાછળના ભાગ ઉપરથી માલમ પડેછે કે ઠાકોરના હકો નહીં પણ ભાયાતોના હકો ઉપર લક્ષ રાખી તેમણે પોતાનો અભિપ્રાય દર્શાવેલો છે.

(૩) તે ફૈસલામાં વળી જણાવેલુ છે કે "ચાકરી આત અને પસાઈતામાં આપેલી જમીન જાથુને માટે આપેલી બેશક ઠરે છે, અને તે ઉપર ઠાકોરનો કાંઈ હક રેહેતો નથી." અને કન્યાદાંનમાં આપેલી જમીનની બાબતમાં લખે છે કે "એકંદરે જોતાં મારો વીચાર એમ થાય છે કે કન્યાદાંનમાં આપેલી જમીન જાથુને માટે લખા આપેલી ઠરતી નથી"

(૪) જીવાઇ શીવાયની બીજી કોઈ મીલકત (જમીન) કોઈ ભાયાતે મેળવેલી હોય તેને વિશે પણ સદરહુ સ્પેશીઅલ સેટલમેંટ ઑફીસરે પોતાનો સાધારણ અભીપ્રાય જણાવેલો છે કે "જીવારક ગરાસનો ભોગવટો કરનાર કોઇ ભાયાત ઉપર જણાવેલી રીતો પૈકી કોઇપણ રીતથી સદરહુ ગરાસમાં કાંઈ વધારો કરે, અને જો એ વધારો બાંયધરીવાલી જમીનનો કોઇપણ ભાગ ના હોય, તો સદરહુ વધારાની જમીનની બાબતમાં બાંયધરી માગવાને કોઇ પણ રીતે કે દાવો કરી શકે નહીં.".......“જીવાઈદારની જે મીલકત બાંયધરીનો દાવો કરી શકે તે મીલકત મુળ ત્રિબ્યુટદારની જાગીરનો કોઇપણ વિભાગ હોવો જોઈએ, અને તે કદીપણ જાથુને માટે તેનાથી જુદી પાડેલી હોવી ન જોઈએ"

(૫) અપીલ નંબર ૧૨૨.માં બડોદરા દરબારે આ સાથે સામેલ રાખેલી તેમની અપીલની યાદીમાં અપીલ કરવાનાં ૧૫ કારણો જણાવેલાં છે પણ તે બધાને સંક્રોચી ભેગાં કરતાં ફકત એકજ કારણ અગર દલીલ થાયછે; તે એ છે કે, જે જમીન ભાયાતો જીવારક તરીકે ભોગવે છે તે જમીન ભાયાતોના કુલ માલકીપણાની છે, અને તેથી એમ ઠરે છે કે રલ. ૫ માં જણાવ્યા મુજબ તેઓને તે જમીન જાથુને માટે આપવામાં આવેલી. સબબ તે જમીન ઉપ-

બાંયધરી પોહોચી શકતી નથી.

(૬) અપીલ નંબર ૧૧૭માં મુળ દાવેદારે માણુસા ઠાકોરના કુટુંબના ભાયાત અભેસીંગના વંશજો આ સાથે સામેલ રાખેલી તેમની અપીલની યાદીમાં અપીલમાં ઘણાંક કારણો જણાવેછે તેઓના નીચે મુજબ ટુંકામાં વર્ગ પાડી શકાય.—

## બાંયધરીની બાબતમાં.

(૧) સદરહુ ભાયાતની તમામ જાગીર બાંયધરી આપવામાં આવી તે તારીખે હોય તેટલી બધી જાગીર, પછી ગમે તેવી રીતે મેળવેલી હોય તો પણ તેને બાંયધરી પોહોચેછે.

(૨) ભાયાતો ને તેમના ઠાકોરની પેટા ગ્યારેન્ટી ઇયા બાંયધરી ફક્ત નહીં પરતુ તેમને અલાયધી અથવા અલગ ગ્યારંટી અગર બાંયધરી હોવી જોઈએ.

## જમીન લખી આપવાના સબંધમાં.

(૩) ધર્માદા ચાકરીઆત અને પસાયતા જમીન આપવાથી તે જાથુને માટે આપેલીછે એમ ઠરતી નથી અને તેથી રૂલ ૫ મુજબ તે જમીન બાંયધરીમાંથી બાતલ થતી નથી.

(૪) અમુક જમીન સળંગ વાટામાં આવેલી હોય, અને તેને કુઢેલા કેસમાં અપીલ નંબર ૪૧ માં આ કોરરટે કરેલો ઠરાવ લાગુ પડતો હોય, તો સદરહુ જમીન આપવાથી જો કે જાથુને માટે તે આપેલી છે એમ ઠરતુ હોય તોપણ તેને રૂલ ૫ નો બાધ લાગતો નથી.



## ઠરાવ.

(૭) દરબાર એજંન્ટ અને બ્રીટીશ ગરાસીઆ એજંન્ટની તકરારો સાંભળી કામના કાગળો તપાસી જોયા અને જે જે આધારનાં પુસ્તકો મળી આવ્યાં તે તમામ તપાસી જોયાં; ને ઉપરથી મુખ્ય તકરારો જે જે ફેસલ થવા મુકેલી છે તે તે ઉપર એકંદરે પેહેલવેલો મારો વિશાળ ઠરાવ જાહેર કરૂંછુ. અને ત્યારબાદ તે ઠરાવનાં કારણો સવિસ્તર હું જણાવીશ—સઘળા પક્ષકારોની ઇચ્છાએશથી ગેરન્ટી (બાંયધરી) અને જાથુને માટે જમીન આપવાની બાબતમાં ઉત્પન્ન થતા સ્વાલોને સારૂ એક આધાર રૂપ ફેસલો કરવાના હેતુથી આ જજમેંટ કોઠા વાંટાની તકરારમાં ફેસલો આપવા જેટલું જોઈએ તેના કરતાં ઘણું લાંબુ થએલુ છે, કારણ કે કોઠા વાંટાની જમીનમાંથી કાંઇપણ જમીન પસાયતા વીગરેમાં આપેલી નથી.

## ગેરન્ટી યા બાંયધરી.

(૮) હવે આપણે ગ્યારન્ટીના સાધારણ સવાલ વિશે લખીએ. પેહેલ વેહેલું એ જણાવવું જરૂરનું છે કે એ શબ્દને જુદા જુદા અર્થમાં વાપરવાથી ઘણો ઘુચવાડો થએલોછે. મુખ્ય પુરૂષે આપેલાં વચનો અગર કરેલા કરારના સબંધમાં તેમજ ત્રાહીત પુરૂષોની વચ્ચે કરાવેલા ઠરાવ અગર કરાર યોગ્ય અમલમાં આવે તે કારણસર મધ્યસ્થે આપેલી ગ્યારન્ટી (બાંયધરી) ના સબંધમાં આ શબ્દ એકસરખી રીતે વપરાએલો છે, તે કારણથી, પ્રત્યક્ષ લખીત ગ્યારન્ટી આપવામાં આવેલી હતી કે કેમ, એ સવાલ જ્યારે જ્યારે ઉત્પન્ન થાય ત્યારે ત્યારે આપણે એ શબ્દ ઉપર કહેલા બીજા અર્થમાં ખરેખરી રીતે વાપરવાનો

છે (અને એ શબ્દનો યોગ્ય અને આ પ્રકરણને અનુસરતો અર્થ પણ એજછે). મુળ ગ્યારન્ટીવાળા કરારોમાં વાપરેલા શબ્દ "બાંયધરી" છે, કે જેનો અર્થ જામીનગીરી પણ થાયછે, જો કે બ્રીટીશ ગ્યારન્ટી અને બ્રીટીશ રક્ષણ સમાન અર્થે વપરાયછે તોપણ ગ્યારન્ટી એ શબ્દને "રક્ષણ" એ શબ્દના પર્યાય તરીકે ગણતાં તેનો અર્થ ઘણો ઓછોાળો થાયછે.

(૯) આજે નકામી ગુચવણ દાખલ થઇ ગએલીછે તે ગુચવણ દુર કરવાને સારૂ ફક્ત આ તફાવત અગત્યનો છે, એટલુજ નહી પરંતુ મુખ્ય પક્ષકારો વચે કેવી તરેહનો ઠરાવ હતો તે મુકરર કરવામાં પણ એ ખપ લાગે; અને તેથી કરીને ઉપરના કારણસર તેઓની વચે શી શી કબુલતો અગર કરારો થએલા છે તે આપણી રૂબરૂ આવે એટલે બસછે. અમુક ત્રિબ્યુટદારો (ખંડણી ભરનારાઓ) અને ગાયકવાડ સરકારની વચે ઇંગ્રેજ સરકારે ભાંજગડમાં પડી જે કોલ કરારો અગર ઠરાવો કરાવેલા છે તે કોલ કરારની રૂઇએ સદરહુ ત્રિબ્યુટદારોના કબજા ભોગવટાની જમીનં વતન, અને તેમના હકો કેટલે દરજ્જે સુધી જાળવવા જોઇએ. એનો નિર્ણય કરવામાં એ જાણવું જરૂરનુ છે કે સદરહુ કોલકરારનું ધોરણ કેવું હતું અને આ કોલકરાર કરવામાં ઇંગ્રેજ સરકારનો પ્રસિદ્ધ હેતુ કેવો હતો, તેમજ બાંયધરીવાળી સરતો જે આ કોલકરારના પુરાવા તરીકે નીછે તે સરતોમાં શી શી બાબતો આવેલી હતી.

(૧૦) અને જો કે આ બાબતનો આગળ ઉપર ઘણી સારી રીતે ખુલાસો થએલો છે, તોપણ આ ઠેકાણે હું જણાવું છું કે મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને શ્રીમંત ગાયકવાડ સરકારની વચે મહીકાંઠાના સેટલમેન્ટ (બંદોબસ્ત) માં જે કોલકરારો થએલા છે તેને ઇંગ્રેજ સરકારના પ્રતિ

નિધિએ ખુલ્લા શબ્દોથી બાંયધરી આપેલી છે તેથી તેમાં કાંઇ વિધિપૂર્વક કરવામાં આવેલું છે કે નહીં એ બાબત ઉપર ઘણું લક્ષ આપવાની જરૂર નથી. જ્યારે એક વખત એ બાબત સાબિત થએલી છે કે એ સેટલમેન્ટ અમુક હેતુથી અગર અમુક નિયમો મુજબ ઇંગ્રેજ સરકારના હસ્તુ થએલુ છે, તો સદરહુ સેટલમેન્ટ ઇંગ્રેજ સરકારના હસ્તુ થએલુ છે, તેથી તેને ઇંગ્રેજ સરકારની જામીનગીરી છે, એ બીના સદરહુ સેટલમેન્ટના દસ્તાવેજમાં લખેલી હોય કિંવા ના લખેલી હોય. તોપણ સદરહુ સેટલમેન્ટના નિયમો ઉપરથી ઉત્પન્ન થતી ઇંગ્રેજ સરકારની જવાબદારી વગર બદલાએ એની એજ રેહેછે.

(૧૧) જ્યારે મી. પી. એસ. મેલવીલ પોતેજ કેહે છે કે ઇંગ્રેજ સરકારે ત્રિબ્યુટનો આંકડો મુકરર કર્યો, અને ત્રિબ્યુટદારો (ઠાકોરો)ના હકની સહી સલામતી સારૂ બંદોબસ્ત કર્યો (પેરેગ્રાફ ૬૦), ત્યારે મી૦ મેલવીલનો ઠરાવ કે—મહીકાંઠાના ત્રિબ્યુટદારોના વાંટા અને ગાયકવાડી રાજ્યમાં આવેલા તેમના બીજા ગરાસ સબંધી હકોની બાબતમાં ઇંગ્રેજ સરકારની પ્રત્યક્ષ ગ્યારેન્ટી નથી, પરંતુ તેમના હકોની બાબતમાં એક માત્ર પરોક્ષ ગ્યારેન્ટી છે. (ગરાસ મિનિટ. પેરા. ૬૧ થી ૮૬ અને પેરા. ૧૫૪)—આ ઠરાવ અગર અભિપ્રાય સને ૧૮૧૧-૧૨ ની સાલમાં થએલા મહીકાંઠા સેટલમેન્ટના હેતુ અને તેના ઠરાવો એક કોરે મુકી જણાવવામાં આવેલો છે. સને ૧૮૧૧-૧૨ ની સાલનું સેટલમેન્ટ કે જેની અંદર ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ એક લવાદ અગર મધ્યસ્થ તરીકે કેટલાક કરારોને વિધિ પૂર્વક ગ્યારેન્ટી અગર બાંયધરી આપેલી છે, તે સેટલમેન્ટની સરતો અગર તેના શબ્દો તપાસવાને બદલે મી. મેલ-

વીલ સને ૧૮૩૦ ની સાલમાં મહીકાંઠાના ત્રિબ્યુટદારોએ પોતાની, પોતાના ભાયાતોની, પોતાના આશ્રિતોની, અને પોતાની રૈયતની સારી વર્ત્તણુકની બાબતમાં જે જામીન ખત અગર દસ્તાવેજ ફક્ત મહીકાંઠાનેજ લાગુ થતી એક સરત તરીકે કરી આપેલો છે, તે દસ્તાવેજ ઉપર ઘણું ધોરણ રાખેછે, પણ આ દસ્તાવેજ તો સદરહુ સને ૧૮૧૧-૧૨ ના સેટલમેન્ટનો એક માત્ર પેટા કરારછે; અને ગાયકવાડની સાથેના તા. ૩જી અપ્રેલ સને ૧૮૨૦ની સાલના કોલકરાર કે જેની રૂઇએ ઇંગ્રેજ સરકારનો મહીકાંઠાના ત્રિબ્યુટદારો ઉપર અમલ બેઠો, તે કોલકરાર થયા પછીથી દસ વરસે આ સને ૧૮૩૦ ની સાલમાં દસ્તાવેજ અગર જામીનખત લખાએલું હતું, અને તેથી કરીને ઈંગ્રેજ સરકારને સને ૧૮૩૦ ની સાલમાં જે જામીનખત કરી આપવામાં આવેલું હતું તેની બાબતમાં ગ્યારન્ટી (બાંયધરી) આપવાનું કંઇ કારણ નોહોતું.

(૧૨) અર્થાત કે સને ૧૮૩૦ નુ મહીકાંઠાનું જામીન ખત લવાદથી અગર ભાંજગડથી થએલો કરાર નોહતો. તે દસ્તાવેજમાં લખેલુંછે કે "આ કરાર પ્રમાણે વર્તવાને માટે અમારાં વતન, ગરાસ, જમીન, અને બીજી મીલકત જામીન અથવા ખાત્રી તરીકેછે."

(૧૩) ઇંગ્રેજ પોલીટીકલ અમલદારોનાં કામકાજ અને તેમના અભિપ્રાય ઉપરથી એમ માલમ પડેછે કે મહીકાંઠાના ત્રિબ્યુટદારોને આપેલી ગ્યારંટી અગર બાંયધરી "ગાયકવાડી હદમાં" આવેલી તેમની મીલકત અને તેમના હકોસુધી પોહોચેછે, મી. મેલવીલના ગરાસ મીનીટમાં દાગેલા કેટલાક ફકરાઓ ઊપરથી આ બાબત વારંવાર પુરેપુરી સ્પષ્ટ રીતે માલમ પડેછે. પાને ૪૫ પેરેગ્રાફ ૮૦,

પાને ૧૨૯ પેરેગ્રાફ ૨૧૨ માં મી. મેલવીલ લખે છે કે— "એ બાબત હુ કબુલ કરૂછુ કે જુના અભિપ્રાયોની પુષ્ટી-માં મુંબઇ સરકારના અમલદારોની શી દલીલછે તે સાંભળવાને મને લાભ મળેલો નથી.... તેથી મારો અભિપ્રાય ભૂલ ભરેલોછે એમ મારી ખાત્રી થવાનો સંભવછે."

(૧૪) ઇંગ્રેજ સરકારની લવાદી અગર મધ્યસ્થપણા નીચે થએલા સને ૧૮૧૧—૧૨ ના મહીકાંઠા સેટલમેંન્ટ (બંદોબસ્ત)ની સરતો અને ઠરાવો તપાસ્યા શિવાય મુંબાઇ સરકારે ઠરાવ કરેલો હતો કે મહીકાંઠાન: સબંધમાં તા૦ ૩ અપ્રેલ સને ૧૮૨૦ની સાલમાં ગાયકવાડની સાથે કરેલા કોલકરારની અને સને ૧૮૩૦ની સાલનાં મહીકાંઠા જામીનખતની રૂઇએ મહીકાંઠા અને પાલણપુરના ત્રિબ્યુટદારોના ગાયકવાડી રાજ્યમાં આવેલા વાંટા અને ગરાસ હકોની બાબતમાં પરોક્ષ ગ્યારંટી ઇવા બાંહ્યધરી છે.—સર રિચર્ડ ટેમ્પલની મિનિટ તા૦ ૧ સપટંબર સને ૧૮૭૦.

(૧૫) વહિવટને સારૂ ઠરાવેલી રૂલો પૈકી રૂલ. ૩ માં કહેછે કે " મહીકાંઠા અને પાલણપુરની બાબતમાં સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરે તા૦ ૩ અપ્રેલ સને ૧૮૨૦ ના રોજ મહીકાંઠા સબંધી ગાયકવાડની સાથે કરેલા કોલકરારને, અને સને ૧૮૩૦ ની સાલના મહીકાંઠા જામીનખતને અનુસરીને વર્તવું." આ રૂલ હોવાના કારણથી એમ નથી ઠરતું કે સને ૧૮૧૧-૧૨ ના મહીકાંઠા સેટલમેંન્ટની સરતો બિલકુલ ધ્યાનમાં લેવી નહી; કારણકે તા૦ ૩ અપ્રેલ સને ૧૮૨૦ ના રોજનો કોલકરાર જે હજુ સુધી ગાયકવાડને બંધન કરતા છે તેમાં આ સેટલમેન્ટ સ્પષ્ટરીતે સામેલ રાખેલુંછે, અને તેથી કરી રૂલ ૩ માં પણ સદરહુ સેટલમેન્ટ વિચારપર લેવાને સામેલ ગણેલું હોવું જોઈએ.

(૧૬) આ બાબતમાં જો કાંઇ શક લેવાનું કારણ હો- તતો સ્ટેટ સેક્રેટરીના મુંબાઇ સરકાર ઉપરના પોલીટીકાલ ડીસ્પેચ (પત્ર નંબર. ૩૯ તા. ૧૩ ડીસંબર સને ૧૮૬૫) ના લખવા મુજબ "ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ આ- પેલી બાંહ્યધરી રદ કરી તેને ગેરકાયદે ઠરાવવી" તે પેહેલાં આ બાબત વિશે મુંબાઇ સરકારને લખાણ કરી પુછવાની જરૂર પડત.

(૧૭) પરંતુ ઇન્ડિયા સરકારે આજ કામમાં એમ ઠરા- વેલું છે કે " સને ૧૮૭૮ ની રૂલોનો હેતુ મહીકાંઠા ભાયા- તોના હકોને સંકોચવાનો નથી.—" પત્ર નંબર ૧૫૫ આ઼ઇ તા. ૧૩ જાંનેવારી સન ૧૮૮૫.

(૧૮) તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના (બાંહ્યધરી વગરના) કરારો અને સને ૧૮૩૦ ના ઠરાવોમાં જે પ- રોક્ષ ગ્યારન્ટી આપેલી કેહેવામાં આવેછે, અને જેને રૂલ ૫માં ગ્યારન્ટી તરીકે વર્ણવેલી છે, તે ઉપરાંત સને ૧૮૧૧ ૧૨ ના સેટલમેન્ટથી પ્રતક્ષ ગ્યારન્ટી આપવામાં આવેલી છે કે કેમ, આ સવાલ ઘણોજ અગત્યનો છે. સરજોન મા- લકમ કેહેછે કે "જયારે કોઇક કારણસર અમુક બાબતમાં ઇંગ્રેજ સરકારને વચે પડવું પડે અને તેમાં કાંઇક કરાર ક- રવામાં આવે, અગર બાંહ્યધરી આપવામાં આવે, તો તે ક- રાર અગર બાંહ્યધરીમાંથી કદી ખસી શકાય નહી. ઇંગ્રેજ અમલદારની સહી અને શિક્કો ગમે તેવા સખસને આપ- વામાં આવેલો હોય તોપણ સદરહુ સખસની જાગીર, હક ાને અધિકારને સારૂ તે ઘણીજ સરમ જામીનગીરી છે, એવી તે સખસના મનપર થયેલી છાપ અગર અસરને ચાલુ રાખવા ઉપરજ બેશક ઘણાં દેશી સંસ્થાનો અને સ- રદારો ઉપરનો આપણો અમલ આધાર રાખે છે. અને બી-

જી બાબતો કરતાં આ બાબતને વિષે આપણાથી સહી સ-લામતી સાથે જરા પણ ઉડાઉ જવાબ દેઈ શકાય નહીં, તો તેમાંથી ખશી તો બિલકુલ જકાયજ નહીં." (મળવા બા-બતનો રીપોર્ટ).——

"સને ૧૮૧૮ની સાલમાં કરેલો કોલકરાર બરોબર રી-તે અમલમાં આણવાની તે વખતે જેટલી જરૂરીયાતી હતી તેટલી જરૂરીયાતી હાલ પણ છે."—એટકીસન્સ કોલકરા-રો વોલ્યુમ ત્રીજુ સુધારેલી આવૃતિ પાનુ ૩૯૮ મધ્યહીં-દુસ્થાન.

(૧૯) તા૦ ૫ એપ્રીલ સને ૧૮૧૫ ને રોજ પેશ્વા સરકારે કોલકરારનો ખરડો જે રજુ કરેલો, (એટકીસન્સ ટ્રીટીઝ વોલ્યુમ ૬) એપેંડીક્સ (પુરવણી પત્રક) નંબર. ૧૦ પાનું ૭૧-૭૨) તે ઉપરથી માલમ પડેછે કે સને ૧૮૧૧-૧૨ માં મહીકાંઠાના જમીનદારો પાસેથી કરાર કરાવી લેવાગાં આ વેલા તે કરારના અસલ કાગળો ગાયકવાડ સરકારને હવાલે કરી દેવામાં આવેલા હતા.

(૨૦) મી૦ મેલવીલે બનાવેલી "ગરાસ મિનિટ" જે-ના લખાણુ સાથે વડોદરાના દિવાન સાહેબ સાધારણુ રીતે એકમત થયેલા છે. તેમાં ઉપર જણાવ્યા મુજબ ખુલી રી-તે કહેલુ છે કે, સને ૧૮૧૧-૧૨ ની સાલમાં ઇંગ્રેજ સર-કારે વચમાં પડી "ઠાકોરોના હકની સલામતીને સારૂ બંદો-બસ્ત કર્યો હતો." પાનુ. ૩૩ પેરા. ૬૦. કાઠિયાવાડની મા-ફક મહીકાંઠામાં દરેક ત્રિબ્યુટદારને (અગર ત્રિબ્યુદારોના દ-રેક સમુહને) ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકારના પ્રતિનિ-ધિના સિક્કા અને રજુઆતની સહી સહીતના પરવાના અ-ગર કોલ આપેલા છે કે નહીં એ બાબત હું બરોબર રીતે મુકરર કરી શક્યો નથી. કર્નલ વોકરે કાઠીયાવાડ સેટલમે-

ન્ટના પોતાના રીપોર્ટમાં આ બાબત વિશે કાંઇ જણાવેલું નથી. તોપણ આવી તરેહના પરવાના અગર કૉલ કર્નલ વૉકરના સહી શિક્કા સહિતના ગાયકવાડ સરકારે કાઠિયાવાડમાં આપેલા હતા એ વિશે કાંઈ પણ શક નથી."—ગાયકવાડ સરીલેશન્સ વીથ ધી બ્રિટિશ ગવર્મેન્ટ. (ઇંગ્રેજ સરકાર સાથેના ગાયકવાડના સબંધ) પાનું. ૧૩૨ મુંબાઇ ગવર્નમેંટ સીલેકશન્સ વોલ્યુમ પાનું.

(૨૧) સને ૧૮૧૧-૧૨ માં મહીકાંઠામાં જે કરારો કરવામાં આવ્યા, તેમાં કાઠીઆવાડમાં સને ૧૮૦૭-૮ ના બંદોબસ્ત વખત જે નમુનાનાં ફેલ જામીન ખતો, અને મેહેસુલ સબંધી કરારો કરવામાં આવ્યા હતા તેજ નમુનાનાં ખતો તથા કરારો કરવામાં આવેલા તેનો સમાસ થાયછે, આ બાબત વારંવાર આધાર રૂપ દર્શાવવામાં આવેલીછે, અને એને વીશે કદી વાંધોપણ ઉઠાવવામાં આવેલો નથી. સબબ આ બંને જાતના કરારોને વિધિ પુર્વક ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિની બાંયધરી આપવામાં આવી હતી.

(૨૨) જો કે મેજર બેલેટાઇનમાં તા. ૧ અગસ્ટ સને ૧૮૧૩ નો મહીકાંઠા સેટલમેન્ટ વીશેનો રીપોર્ટ અને અસલ કાગળો ન સમુજી શકાય એવી રીતે ગુમ થઈ ગયેલાછે, (જુઓ ગરાસ મીનીટ પેરા. ૮૧) તોપણ સને ૧૮૧૧-૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટની અસર અને તેની મતલબ કેવી તરેહની હતી તે વાત જેટલાં મળી આવે તેટલાં સાધનોથી મુકરર કરવા પ્રયત્ન કરવાની હજુ જરૂર રહેછે; તા. ૩ અપ્રેલ સને ૧૮૨૦ ના ગાયકવાડ સાથેના કોલ કરારમાંજ ઠરાવછે કે મહીકાંઠા ત્રિબ્યુટ (ખરાજાત સાથે) સને ૧૮૧૧-૧૨ ની સાલના સેટલમેન્ટ

તેમજ ધર્માદા કાઢી આપેલી એવી જમીન" (જુઓ પાને ૨૭ મે). આજ ભાષણોમાં આવી જમીનને સાફ બારખલી જમીન તરીકે ગણેલી છે.

(૮૬) જ્યારે ચાકરીઆત પસાયતાં અને ધર્માદા પસાયતાં અને આવા પ્રકારની બીજી કાઢી આપેલી જમીન તરફ ઉપભોગ પ્રકાર—(tenure) તરીકે જોઈએ તો બધી બાબત વધારે સફાઇબંધ થાયછે. આ પ્રમાણે વાંટાનીચે લઘુ ઊપભોગ પ્રકાર તરીકે તેવા ઉપભોગ પ્રકારની હકીકતને તાબે થઇ તેવી જમીન વાંટાદારના હાથ નીચે રહેછે પણ વડોદરા દરબારના હાથ નીચે રેહેતી નથી, તેથી કરીને આ પ્રમાણે વાંટામાંથી બાંયધરીની તારીખ પેહેલાં અગર પછીથી અલાયધી જમીન કાઢી આપવાથી સદરહુ વાંટાદાર અને વડોદરા દરબારની વચેનો સંબંધ બદલાતો નથી. સબબ આવા પ્રકારની જમીન કાઢવાપરથી વાંટાની જમીનના અંદરના વહિવટમાં વડોદરા સરકારને હાથ ઘાલવાનું કાંઇ કારણ ઉત્પન્ન થતું નથી. અમુક ગામના નોકરો અગર ચાકરો અગર ધાર્મિક આશ્રિતોને તેમની પાછળની નોકરી તેમજ તેમની ભવિષ્યની નોકરી અગર ચાકરી બદલ તેમની જીવાઇને માટે અથવા બીજી રીતે તેમને વાંટાદાર અગર જમીનદાર પોતાની જમીનમાંથી જમીન કાઢીઆપે એ વિષય એ સદરહું વાંટાની જાગીરના ખાનગી વહિવટનો વિભાગ છે.

(૮૭) જ્યારે કાઢીઆપેલી પસાયતાજમીન સળંગ વાંટાના વિસ્તારની અંદર આવેલી હોય ત્યારે, અને વાંટાની આખી સીમા તરફ આવેલી હોય ત્યારે, વાંટાદારની તે ઉપર કેવી અને કેટલી સત્તાછે, અથવા તેવી કાઢીઆપેલી જમીનનો વાંટાની બાકીની જમીન જેમાંથી આવી જમીન કાઢી-

ઢી આપેલી છે, (આ વાત કાઢીઆપેલી જમીન ઉપરથીજ સિદ્ધ થાયછે) તેની સાથે કેવા પ્રકારનો સબંધ છે, તે એની વચેનો કાંઇ પણ તફાવત સુચવવામાં આવ્યો નથી. બાંધ-ધરી આપવામાં આવી તે વખતે કેવી સ્થિતિ હતી તે બાબત ઉપર અગર બાંધધરીવાળા કરારોની સરતોની બાબત ઉપર આધાર ગણતી એકે તકરાર અગર દલીલ વડોદરા સરકાર તરફથી કરવામાં આવેલી નથી.

(૮૮) આ પ્રમાણે હોવાથી ફક્ત સ્વાલ એટલોજ રેહેછે કે-બાંધધરીવાળા સળગ વાંટાની અંદર આવેલી પસા-યતા જમીન જેટલે દરજે વાંટાની જમીન ગણાય છે તેટલે દરજે વાંટાની બાહારની તરફ આવેલી એવી જમીન વાં-ટાની જમીન ગણાય છે, એમ દર્શાવતી ઘણી દલીલો જેનું વિવેચન કરવામાં આવ્યું છે, તે દલીલો ઉપર વજન રાખ-વામાં રૂલ. ૫ મુજબ મને અટકાવ થાયછે કે કેમ?

(૮૯) ચાલુ ચાકરીના બદલામાં ગામના નોકરોને કા-ઢીઆપેલી ચાકરીઆત પસાયતા જમીનની બાબતમાં એ ખુલ્લું છે કે આવા પ્રકારની જમીનનો રૂલ. ૫ માં બીલ કુલ સમાવેશ થતો નથી, કારણ કે સદરહુ રૂલના અર્થ મુજબ એવી જમીન હમેશાને માટે જુદી પાડેલી જમીન ઠરતી નથી.

(૯૦) પાછલી ચાકરી બદલ કાઢી આપેલી ચાકરીઆત પસાયતા જમીન અને ધર્માદા પસાયતા જમીનની બાબત-માં એમ ઠરાવવાની કાંઇ જરૂર નથી કે-એક તરફ ત્રિબુ-ટદાર અગર બાબાત અને બીજી તરફ એવી જમીનનો ઉપભોગ કરનાર સખ્સોની દરમીઆન એ જમીન જાથુને માટે કાઢી આપેલી હતી, કીંવા જાથુને માટે કાઢી આપેલી નહી હતી; કારણ કે આવા સખ્સોના હક આ કામમાં

દર્શાવવા તેમના તરફથી આ કાગળમાં કાંઇપણ સામેલ કરવામાં આવ્યા નથી.

(૯૧) કલ. ૫ નો વડોદરા દરબાર તરફથી જેવો અર્થ કરવામાં આવેછે તેવા અર્થ ઉપર ધોરણ રાખતી દલીલ પેહેલાં આખા વાંટાઓને બાંયધરીમાંથી બાતલ કરવાના પ્રયત્નમાં વાપરવામાં આવેલી હતી, તેની તેજ દલીલ આ વિષયની બાબતમાં પણ વાપરવામાં આવેછે. પણ બાંયધરી આપ્યાની તારીખે બાંયધરીવાળા ત્રિબ્યુટદારની સામાન્ય જાગીરના વિભાગ તરીકે જે જે વાંટાઓ હતા, તે તે વાંટાઓની બાબતમાં સદરહું દલીલ રદ ગયેલી છે; કારણ કે કે સદરહું બાંયધરી વાળા જાગીરના કોઈ પણ ભાગની અંદર વસનારા ભાયાતો અગર બીજા આશ્રિતોના હકનો સદરહુંબાંયધરીમાં સમાવેશ થાયછે. વળી તેજ પ્રમાણે સદરહું દલીલ બાંયધરીવાળા વાંટાના કોઈ પણ ભાગની બાબતમાં પણ રદ જાયછે, કારણ કે બાંયધરીવાળા હકોના વિભાગ તરીકે આવા વાંટાની અંદરના પેટા હકોને ત્રિબ્યુટદારના હકોને વાસ્તે આપેલી બાંયધરી સરખી રીતે લાગુ પડેછે.

(૯૨) જ્યારે કેટલાક વર્ગના લોક, ભાયાતો, ગામના રેહેનારાઓ, રૈયત અને આશ્રિતો, જેઓના હકોને એક સમુહ તરીકે ત્રિબ્યુટદારે દર્શાવેલા છે, તેઓની બાબતમાં બાહારથી થતી ઈજા અગર હેલો હરકતની સામે રક્ષણ કરવાને ઈંગ્રેજ સરકારની બાંયધરી આપવામાં આવેલી છે, તો ચાકરીઆત અને ધર્માદા પસાયતાં જેવી જમીન ભોગવતા લોકોના હકો બાંયધરી નીચે કેમ ન આવે તેનું કાંઇ કારણ આપવામાં આવતું નથી, તેમ કાઇ કારણ મુકરર થઇ શકતું નથી. જે વર્ગના લોકોના હક તે વખતે

(બાંયધરી આપતી વખતે) દર્શાવવામાં આવેલા હતા, અને જેને આ પ્રમાણેનુ રક્ષણ મળેલુ છે, તે લોકો જે તે વખતે હયાત હતા તેટલાજ નહી, પરંતુ તેમની પછી થનારા તેવાજ વર્ગના વંશજો જેઓ હાલ તેવીજ રીતની હકુમત નીચે પેહેલાની માફક તેજ હકો ભોગવે છે, અને જેઓનો સદરહું ત્રિબ્યુટદારની સાથેનો સબંધ પણ મુળના જેવોજ છે, તે લોકો પણ છે.

(૯૩) જે પસાઈતા જમીન ભોગવનારાઓએ મહીકાંઠા સેટલમેંટ થતા અવલ પોતાના હકો મેળવેલા છે, તેઓના હકોને ત્રિબ્યુટદારની બાંયધરીવાળી જમીનના અમુક ભાગના ભોકતા તરીકેજ હોવાના કારણથી બાંયધરી લાગુ થતી નથી, પરંતુ ત્રિબ્યુટદારના તાબાની અને તેના અધિકાર નીચેની જાગીરના કોઈ ભાગમાં તેમનું હીત હોવાના સબબથી તેઓ ત્રિબ્યુટદારની બાંયધરી નીચે આવે છે, પણ માત્ર એવી જમીન તેઓને મળી તે વખતે બાંયધરી હયાતીમાં નોહોતી, તેથી એ જમીન મળી તે કારણથીજ તેઓ બાંયધરીમાં આવ્યા એમ નથી.

(૯૪) સેટલમેંટ ઈયા બંદોબસ્ત થયા પછી પસાયતામાં આપેલી જમીનની બાબતમાં જણાવીએછીએ કે, જો આ પ્રમાણેની જમીન ભોગવનાર પ્રથમથીજ કોઇ ત્રિબ્યુટદાર અગર વાંટાદારના તાબા નીચે આવેલો હોય, અ-મરે તેનો આશ્રિત હોય, અગર આવા સંસ્થાનની સાથેના આ પ્રમાણેના સબંધવાળો સખ્સ હોય, તો આગળ અમે જણાવી ગયા છીએ એ પ્રમાણે હેલો હરકત અગર મગપેસારાની સામે આવા સખ્સને તેના પોતાના હકથીજ અલાયધી બાંયધરી મળેછે; અને આ પ્રમાણેની જમીન કાઢી આપવાનું કામ બાંયધરીવાળા સખ્સોની અંદર અદર

થએલુ છે એમ ઠરેછે, અને તેથી કરીને અનઘડ કેસના મી. પીલ સાહેબના ઠરાવ મુજબ બાંયધરી મોજુદ રેહેછે— "આ પ્રમાણેની જમીન યા જાગીર એક બાંયધરીવાળા સખ્સના કબજાગાંથી ખશી બીજા બાંયધરીવાલા સખ્સના કબજામાં જવાથી તે બાંયધરીમાંથી બાતલ થતી નથી." (અનઘડ કેસ અપીલ નંબર ૨૪)

(૯૫) અને જે સખ્સને મુળની જાગીર જોડે કોઇ પ્રકારનો સંબંધ ના હોય અગર જેને પ્રથમથી કોઈપણ પ્રકારની બાંયધરી મળેલી ના હોય અને તેવા સખ્સને ઉપર કહેલી જાગીરમાંથી પસાઇતા તરીકે જમીન કાઢી આપવામાં આવેલી હોય, તો જો આવા સખ્સને જે ચાકરી બજાવવાની હોય અગર જે કામ કરવાનાં હોય તે જો બાંયધરીવાળા વાંટાના અંદરના વહીવટમાં આવી જતાં હોય, અને વાંટાદારના અમલ નીચે થતાં હોય તો તે સખ્સને બાંયધરી મળે છે અને વાંટાદારની આ તાબેદારીનો સંબંધ કે જેવડે અલાયધી બાંયધરી ગળેછે તે સંબંધના અનુસંધાને તેની ચાકરી પેટે બદલો અગર પગાર આપવામાં આવેછે. કારણ કે ગામના નવા નોકરો જેઓને વાંટેદાર રોકડ પ્રકાર યા મુસારો આપેછે તેઓ, જે બાંયધરી વાંટાના અંદરના વહીવટમાં હેલોહરકત થતાં અટકાવવાને આપવામાં આવેલીછે, અને જેનો લાભ સદગહુ ત્રિબ્યુટદારના આશ્રિતોને તેમજ ત્રિબ્યુટદારને પોતાને મળેછે, તે બાંયધરીમાં સમાન રીતે આવી જાય.

(૯૬) આ પ્રમાણે એ ખુલ્લુ માલમ પડેછે કે રૂ. ૫ માં વાપરેલા શબ્દો—"જો તેઓને પોતાના હકથી સ્વતંત્ર અગર અલગ બાંયધરી આપવામાં આવી ના હોય તો—" તેનો અર્થ વડોદરા દરબારની તકરાર મુજબ એ-

વો થતો નથી કે—"જો તેઓને પોતાના હકથી આગળી બાંયધરી આપવામાં ના આવી હોય તો." કારણ કે અમુક ત્રિબ્યુટદારની જાગીરમાં હીતવાળા દરેક સખ્સને માટે અગર એવા ત્રિબ્યુટદારના દરેક આશ્રિતને માટે પ્રથક પ્રથક અગર આગળી બાંયધરી આપવામાં આવેલી નથી.

(૯૭) અર્થાત એ છે કે બાંયધરીની તારીખ પછીથી વાંટાના, અગર તેવા વાંટાના કોઈપણ ભાગના, છુટા પડવાથી જે સખ્સને એ છુટી પાડેલી જમીન મળે, તેને જો પોતાના હકથી બાંયધરી ના હોય, તો સદરહુ બાંયધરીવાળી જમીન માત્ર મળવાથી ઇંગ્રેજસરકારની ( જુદી ) બાંયધરી મળતી નથી. આ પ્રમાણે જમીન મેળવનાર સખ્સ જો ઇંગ્રેજ સરકારની બાંયધરીનો હક કરે, તો તેણે એમ સાબીત કરી આપવું જોઇએ કે આ પ્રમાણેના બાંયધરીવાળા વાંટા અગર વાંટાના કોઇપણ ભાગ જે તેના હાથમાં છે તેને બાંયધરી છે, (પણ) તેના ભોક્તા તરીકે તે માત્ર ( જુદી) બાંયધરીનો દાવો કરતો નથી, પરંતુ તેને તે શીવાય બીજી રીતે બાંયધરી માગવાનો હક છે.

(૯૮) ત્રિબ્યુટદાર અગર વાંટાદારોના કોઇ આશ્રિત, અથવા વાંટાદાર યા ત્રિબ્યુટદારના અમલ અગર સત્તા નીચે આવેલો કોઇ સખ્સ સદરહુ બાંયધરીવાળા ત્રિબ્યુટદાર અગર વાંટાદાર પ્રત્યે પોતાની તાબેદારી વડે (પોતાના જમીનના માત્ર ઉપભોગ સાથે સબંધ નહી રાખતાં) ઉપર જણાવેલી અલાયદી હકીકત હમેશાં સાબીત કરી સકશે. અને આ ઠેકાણે એ ધ્યાનમાં રાખવાનુ છે કે કાઢી આપેલી જમીનના પ્રકાર ઉપરથીજ કોઇ કોઇ વખત આશ્રિતપણું અગર તાબેદારી સાબીત થાય છે. દાખલા તરીકે ચાકરીઆત પસાયતા જમીન લેવી જોઇએ. પણ

બાંયધરી વગરનો સખ્સ જેવો કે તલપદવાળો યા ગાયકવાડ સરકારની કોઈ રૈયત, જે વાંટાદારની સત્તા અગર અમલ નીચે રેહેતો નથી, તેવો સખ્સ પોતાને બાંયધરીવાળા વાંટા અગર એવા વાંટાના કોઈપણ ભાગ પ્રાપ્ત થવાથી બાંયધરી માગવાનો પોતાનો હક સાબીત કરી સકશે નહી; કારણ કે કોઈ બીજી જરૂરીઆતી સરતો શીવાય માત્ર એવી જમીન પ્રાપ્ત થવાથી તેની જોડે બાંયધરી ચાલી આવતી નથી.

(૯૯) જો રૂલ. ૫ ની તવારીખ યા ઇતિહાસ આપણે ફેર તપાસીએ તો આ બાબત વધારે સ્પષ્ટ થશે, કારણ કે આવી તપાસણી પરથી વળી માલમ પડે છે કે રૂલ. ૫ માં જે "કાઢી આપેલી જમીન" બાબતનુ લખાણ છે તે કાઢી આપેલી જમીન મેહેસુલ ખાતાના અર્થ મુજબ જમીનના જુજ હકો નથી, પરંતુ સાધારણ રીતે માલકી હક સહીત આપી દીધેલી જમીન છે.

સર રીચર્ડ ટેંપલની મીનીટ (તા ૧ સપટંબર સને ૧૮૭૭) માં શબ્દો એવા છે કેઃ—"જો તેમને તેમના પોતાના હકોથી અલગ બાંયધરી મળેલી ન હોય તો વાંટાની જમીનના કુલ માલકી હકોના ખરીદદારોને તે બાંયધરી લાગુ થતી નથી."

(૧૦૦) વડોદરાના દીવાંન પોતાના મીમોના પેરેગ્રાફ ૧૦૮ માં કહેછે કેઃ—(જુઓ રૂલ કાંપાઇલેશન પાનું. ૨૦) "મારી એવી સુચના છે કે, 'વાંટાની જમીનના કુલ હકની ખરીદદાર' એ શબ્દોને ઠેકાણે 'વાંટા જમીન જે સખ્સોને જાથુને માટે આપવામાં આવી હોય', આ શબ્દો દાખલ કરવા. મારો હેતુ એવો છે કે વેચાણ શીવાય બીજી કોઇ રીતથી પણ જાથુને માટે આપવામાં આવેલી જ-

મીનનો પણ એમાં સમાવેશ થવો જોઈએ. દાખલા તરીકે -બક્ષીસમાં આપેલી જમીન અગર કાયમનું ઇયા રદ ન થઈ શકે એવું ગીરો જે ખરેખર જોતાં વેચાણની તુલ્ય છે, અગર એવા પ્રકારનાં ગીરોછે કે જે કાળે કરીને હમેશનાં અગર કાયમ રૂપ થાયછે, અને એ પ્રમાણે બીજાંકેટલાંક.

(૧૦૧) મેહેસુલ ખાતાની રૂઇએ જે જુજ ઉપભોગ પ્રકાર (tenures) તરીકે જમીન કાઢી આપવામાં આવે છે તેને આ ઠેકાણે કશો સંબંધ નથી. વાંટેદાર, જે વડોદરા સરકારની દૃષ્ટીથી જોતાં આખા વાંટાને એક દુમાલા જમીન તરીકે ધારણ કરેછે, તેની અને તેના હાથ નીચેની જમીનને મેહેસુલ ખાતાના હક મુજબ ધારણ કરનારા બીજા સખ્સોની વચેના કામ કાજમાં હાથ ઘાલવા બાબતના હક વીશે કાંઈ સુચના કરવામાં આવેલી નથી.

(૧૦૨) વડોદરાના દીવાને વાપરેલા શબ્દોને તેના સ્પષ્ટ અર્થમાં લેતાં એવો હેતુ નીકળેછે કે-જે સખ્સને બાંયધરીવાળા વાંટા અગર તેનો કોઇ પણ ભાગ જાથુને માટે આપવામાં આવે તે સખ્સને જો બીજા કોઇ કારણસર બાંયધરી મળેલી ના હોય, તો આવી જમીન પ્રાપ્ત થવાથીજ માત્ર ઇંગ્રેજ સરકારની બાંયધરી મળેછે, એમ ધારીને આ પ્રમાણે હમેશને માટે એવા પ્રકારની જમીન આપી દેતાં અટકાવવાને કાંઈક ગોઠવણ કરવી.

(૧૦૩) અને રૂલ. ૫ માંના જે ભાગ વીશે આપણે હમણાં વિવેચન કરીએ છીએ તેમાં પણ આજ બાબત વીશેનુ લખાણ છે; અને ચાલેલા તુમારો અગર લખાણ પરથી પણ એ પ્રમાણેજ માલમ પડેછે.

(૧૦૪) તેથી કરીને રૂલ. ૫ ના આ ભાગનો ખરો અર્થ એ છે કે—જાથુને માટે કાઢી આપેલી જમીન, એ-

ટકેકે બાંયધરીવાળા વાંટો અગર એવા વાંટાનો કોઈ પણ ભાગ, જે સખ્સને બીજી કોઇ રીતથી બાંયધરી મળેલી ના હોય તેવા સખ્સને હમેશને અગર જાથુને માટે માલકી હક સહીત આપવાથી તેની સાથે તેને ઇંગ્રેજ સરકારની બાંયધરી મળતી નથી.

(૧૦૫) દાખલા તરીકે, જો કોઇ બાંયધરીવાળા વાંટાના કોઇપણ ભાગનો માલકી હક વેચાણથી, બક્ષીસથી, અગર રદ ન થઇ શકે એવા ગીરોથી, કોઇ તલપદવાળા સખ્સને અગર વડોદરાની બીજી કોઇ રૈયત જેને બાંયધરી આપવામાં આવેલી ના હોય તેવા સખ્સને હમેશને માટે મળે, તો તે સખ્સ, આ પ્રમાણે જમીન તેને પ્રાપ્ત થવાથી, વડોદરા સરકારની તેની બાબતમાં હાથ ઘાલવાની સત્તાસામે બાંયધરીનો હક કરી શકે નહી.

(૧૦૬) આ પ્રમાણે હોવાથી, સેટલમેન્ટ અગર બંદોબસ્ત થયા પછીથી વાંટાની અગર ભાયાતી જાગીરોમાં થએલા વધારા અગર ઘટાડાની બાબતમાં જે નિર્ણય ઉપર આપણે આવેલા છીએ તેથી ઉલટીજ બાબત વિશે આપણે આ જગાએ નિર્ણય ઉપર આવીએ છીએ. અને જે નિયમ અગર ધોરણ આપણે પકડીએ છીએ તે એ બંને બાબતોમાં સરખુંજ છે સને ૧૮૧૧-૧૨ ની સાલ પછીથી બાંયધરી વગરના સખ્સો તરફથી જમીન મળવાથી બાંયધરીવાળા વાંટાના વિસ્તારમાં વધારો થતો નથી; અને બાંયધરી વગરના સખ્સોને આવા વાંટામાંના કોઈપણ ભાગને કુલ માલકી હક સહીત જાથુને માટે કાઢી આપવામાં આવતો તેથી આવા વાંટાના વિસ્તારમાં ઘટાડો થાયછે.

(૧૦૭) પણ ટ્રિબ્યુટદારે દર્શાવેલા સઘળા સખ્સોના

હકોને એક સમુહ રૂપે બાંયધરી લાગુ થાય છે, તેથી ક-રીને જે સખ્સોને આ પ્રમાણે દર્શાવવામાં આવેલા હોય તેઓ બાંયધરી વગરના સખ્સો ગણાય નહી.

(૧૦૮) સેટલમેન્ટ કયા બંદોબસ્ત કર્યાની તારીખે ત્રિ-બ્યુટદારોની જે જાગીર હતી તે બાંયધરીવાળી છે, અને તે પૈકી જે જમીન સને ૧૮૧૧-૧૨ ની સાલ પછીથી બાંયધરી વગરના સખ્સોને સંપૂર્ણ હક સહીત અને કાયમને માટે મળેલી નથી, તે સઘળી જમીન ઉપર કહેલી બાંય-ધરીવાળી જમીનના વિભાગ છે.

(૧૦૯) જે સઘળા માણસોના હકને બાંયધરીની તા-રીખે સમુહ રૂપે દર્શાવવામાં આવેલા હતા, અને જે સ-ખ્સોની અને અમુક ત્રિબ્યુટદારની વચેના અમુક પ્રકારનો સંબંધ ચાલુ હતો—જેવા કે સદરહુ ત્રિબ્યુટદાર ઉપર તેના પેટા હકદારનું આશ્રિતપણું અગર તાબેદારી અથવા તેમ-ની સત્તા નીચે હોવું—તેવા તમામ સખ્સો બાંયધરીવાળા હતા; અને હાલમાં ઉપર કહેલા બાંયધરીવાળા સખ્સોના જે વારસોનો ઉપર જણાવેલા બાંયધરીવાળી જાગીર સા-થેનો સબંધ વાસ્તવિક રીતે બંધ પડેલો નથી, અને જેમ-ના પ્રતિનિધીઓ હજુ સુધી સદરહુ ત્રિબ્યુટદાર અગર તેના પેટા હકદાર સાથેનો સબંધ ઉપર પ્રમાણેનો કાયમ છે, તે સઘળાઓને પણ બાંયધરી લાગુ પડે છે.

(૧૧૦) કન્યાદાન અગર દીકરીઓને સ્ત્રીધન તરીકે આપેલી જમીન મેહેસુલ ખાતાના સબંધમાં આપેલી જ-મીનના જેવી નથી; પરંતુ સમાન હકવાળા સખ્સોની વ-ચેનું જમીનનું આપવું લેવું છે, તેથી જમીનની બાબતમાં આનધડ કેસમાં કરેલો મી. પૌલનો ઠરાવ લાગુ પડેછે—" આવી (બાંયધરીવાળી) જમીનના એક બાંયધરીવાળા સખ્સ-

ના કબજામાંથી ખસી બીજી બાંયધરીવાળા સખ્સના કબ-જાગાં જવાથી તે જમીનની મળેલી બાંયધરી બંધ પડતી નથી," અપીલ નંબર. ૨૪

(૧૧૧) આ જજમેંટમાં જે ઠરાવ કરવામાં આવેછે તે નીચે પ્રમાણે છે:—

(૧૧૨,ગેરંટી યા બાંયધરીની બાબતમાં પ્રત્યક્ષ અ-ગર પરોક્ષ બાંયધરીનો સવાલ ખરેખરા અગત્યના મુદા ઉ-પરથી ધ્યાન ખશેડી દેછે. ખરેખરો મહીકાંઠા બંદોબસ્ત (યા સેટલમેંટ) સને ૧૮૧૧—૧૨ માં કરવામાં આવ્યો હતો, જે વખતે ઈંગ્રેજ સરકાર પેહેલંવહેલા મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને શ્રિમંત ગાયકવાડ સરકારની વચ્ચે પડયા અને તેઓની (મહીકાંઠા ત્રિબ્યુટદારોની) જાગીરોની બાબ-તમાં ભરવાનો ત્રિબ્યુટ યા ટાંકો મુકરર કર્યો, અને રૈયત-ની સલાહ શાંતી તેમજ હાકારોના અને જે સખ્સોના તર-ફથી સદરહું હાકોરોએ આ કરાર કરેલા હતા તે સધળા-ઓના હકોને જળવવા સારૂ બંદોબસ્ત કર્યો.

(૧૧૩) અને બંદોબસ્ત યા સેટલમેંટ વખતે કરેલા બાંયધરી બાબતના કરારોમાં જો કે (મી. મેલવીલ સાહેબે વાપરેલા શબ્દના અર્થ મુજબ) પ્રત્યક્ષ ગેરેંટી યા બાંયધ-રી વાસ્તવિક રીતે આપવામાં આવેલી હતી, અને એ ક-રારો પાળવા પળાવવાની બાબતમાં ઇંગ્રેજ સરકાર બંને પક્ષકારો વચ્ચે જામીન થયેલા હતા, તો પણ ઈંગ્રેજ સર-કારનું રક્ષણ એ ખરેખરી અને બળવાન કારક બાંયધરી છે. ઇંગ્રેજ સરકારે બાંજગડમાં પડી પોતાને શીર કેટલીક જ-વાબદારી યા ફરજો બેચી લીધા બાબતની લેખી જામીન ગીરી આપેલી છે એ બાબત કરતાં સદરહું બાંજગડથી ત્રિબ્યુટદારોને પોતાના રક્ષણને માટે પોતાને જાતે કાંઈ ક-

રવાની જરૂર રહેતી નથી એ બાબત ઉપરથી જ્યારે અં-
રસપરસ રક્ષણ આપવાની ફરજ અને માગવાનો હક વધારે
સેહેલથી ઉત્પન્ન થાયછે, ત્યારે રક્ષણ આપવાનુ વચન સ્પ-
ષ્ટ છે કે ગર્ભિત છે એ બાબત વિશે જોવાની કાંઇ અગ-
ત્ય નથી.

(૧૧૪) તેથી કરીને, જો આપણે સદરહુ ભાંજગડને
અગર સદરહુ બાંયધરી બાબતના લેખી દસ્તાવેજને એક
ધોરણ રૂપ લેઇએ, તોપણ એ બાબત સિદ્ધ થાયછે કે મ-
હીકાંઠા ત્રિબ્યુટદારોના અને તેમના ભાયાતો, રૈયત, અને
આશ્રિતો, જેઓના હકને સદરહુ ત્રિબ્યુટદારે દર્શાવેલા છે તે
સઘળા સખસોના તમામ હકો અને જમીન અને અધિકા-
ર સને ૧૮૧૧-૧૨ ની સાલમાં હયાત હતા, તેમને સને
૧૮૧૧-૧૨ પછીથી ઇંગ્રેજ સરકારની બાંયધરી ઈયા રક્ષ-
ણ પહોંચે છે.

(૧૧૫) બાંયધરીવાળા સખ્સો કોણ છે તે પ્રથમ જ-
ણાવવામાં આવેલું છે. અને બાંયધરીવાળી જમીન એ છે
કે જેનો કાયદેસર માલકી હક, જે બંદોબસ્ત ઈયા સેટલ-
મેંટની રૂઈથી ત્રિબ્યુટદારોને રક્ષણ આપવામાં આવે છે તે
બંદોબસ્ત ઈયા સેટલમેંટ થયા પછીથી, બાંયધરી વગરના
કોઇપણ સખ્સને કાયમને માટે આપવામાં આવેલો નથી.

(૧૧૬) મહીકાંઠા ભાયાતો જેઓએ મહીકાંઠા સેટલ-
મેંટમાં સામેલ થએલા ઠાકોરોનું ઉપરીપણું કાઢી નાંખ્યું ન-
હી હતું, તેવા તમામ ભાયાતો તેમના બાપ દાદાની જા-
ગીરની બાંયધરી નીચે આવી જાયછે. બાદ સને ૧૮૧૧-૧૨
ની સાલ પેહેલાં તેઓએ પોતાની મિલકત શી રીતે મેળવે-
લી હતી તે બાબત જોવાની કાંઇ જરૂર નથી.

(૧૧૭) જાગીરોમાં ઉમેરો થએલો હોય તે જમીનનં

ની બાબતમાં—જો બાંયધરીવાળા સખ્સોની વચ્ચે બાંયધરીવાળી જમીનની માલકીમાં ફેરફાર થયો હોય તો, તેના ફેરફાર થએલા ભાગપરથી બાંયધરી જતી નથી. પરંતુ જો સને ૧૮૧૧–૧૨ પછીથી બાંયધરી વગરના સખ્સ પાસેથી જમીન મળેલી હોય તો તેથી બાંયધરીવાળી જમીનના વિસ્તારમાં વધારો થતો નથી. આ ઠેકાણે બાંયધરી શબ્દ તેના ઘણા તંગ અર્થમાં વાપર્યો છે. જ્યારે નવો માલીક ઇંગ્રેજ સરકારના રક્ષણ નીચે છે, ત્યારે બાંયધરીવાળા સખ્સને (નવા માલીકને) આ પ્રમાણે મળેલી જમીનની બાબતમાં ઇંગ્રેજ સરકારનું રક્ષણ શા સબબથી લાગુ ન પડી શકે તેનું મુકરર થઇ શકે એવું એકે કારણ નથી.

(૧૧૮) કાઢી આપેલી જમીનની બાબતમાં જણાવીએ છીએ કે જે ભાયાતોને જીવાઇ તરીકે જાગીર કાઢી આપવામાં આવેલી હોયછે તેઓ તે જાગીરને કાયમને માટે જુદી પાડેલી તરીકે ગ્રહણ કરતા નથી. પસાયતા, ધરમાદા, અને ચાકરીઆત અને એવા બીજા પ્રકારની જમીન, જે આશ્રિતો ગામે ચાકરો અને એવા બીજા સખ્સો જેઓ વાંટાની જાગીરના અંદરના વહીવટમાં સામેલ રહે છે તેવા સખ્સોને કાઢી આપેલી હોય, તેવી જમીન બાંયધરીથી વિમુખ થતી નથી. આવા આશ્રિતોને કાઢી આપેલી જમીન મુળના વાંટાના વહીવટનો એક વિભાગ છે, જે વાંટો વડોદરા રાજ્યના મેહેસુલ ખાતાની દ્રષ્ટીથી જોતાં એકંદરે એવા પ્રકારની કાઢી આપેલી જમીન છે; પણજો વાંટાનો કોઈ વિભાગ કોઈ તલપદ રૈયતને અગર એવા બીજા કોઇ સખ્સ જે સદરહુ ઠાકોરને તાબેદાર ના હોય તેવા સખ્સને જાયુને માટે કાઢી આપવામાં આવેલો હોય તો તે જમીન પરથી બાંયધરી જાયછે; કારણ કે તે પ્રમાણે થવાથી એ

જમીન બાંયધરી વગરના સર્ફસને કલ. ૫ મુજબ આપે-
લી ઠરે છે.

(૧૧૯) એટલાં બધાં આધારનાં પુસ્તકો પરથી આ
કામમાં હકીકત મેળવવાની જરૂર પડેલીછે કે દલીલો ઈયા
કારણોનો યોગ્ય અનુક્રમ રાખવા સારૂ અને જે પરીણામે
ઠરાવ જણાવવામાં આવેછે, તે ઠરાવને સદરહુ કારણો અ-
નુસરતાં કરવા સારૂ એક પુરવણી ઇયા શેષસંગ્રહ (એપેં-
ડીક્સ) આ સાથે જોડવાની જરૂર પડેલી છે, જે આ જ-
જમેંટનો એક ભાગ તરીકે છે. વડોદરા એજંટે તેમજ બ્રિ-
ટિશ ગરાસીઆ એજંટે ઘણી કુશળતાથી આ કેસમાં ત-
કરારો જાહેર કરેલી છે.

| | |
|---|---|
| આ ફેસલો આપ્યો તા૦ ૧૮ જુલાઇ સન ૧૮૮૮. | તા૦ ૧૮જુલાઈ સને૧૮૮૮. |
| (સહી)એચ. એફ. એસ્ટન. | (સહી) એચ. એફ. એસ્ટન. |

## અપીલ નંબર. ૧૧૭-૧૨૨ ના ફેસલાના વિભાગ તરીકે આ મીમો ગણવો.

(૧૨૦) રૂલ. ૫ કે જેના ઉપર વડોદરા એજંટની તમામ તકરારો રહેલી છે, તે રૂલ તા. ૧ સપટંબર સને ૧૮૭૭ ના રોજની મેહેરબાન મુંબાઈના ગવરનર સાહેબની મિનિટના પેરેગ્રાફ. ૨૦ ઉપરથી ઘડી કાઢવામાં આવેલી છં; અને એ રૂલ ખરેખરી રીતે એ પેરેગ્રાફના એક ભાગનો શબ્દે શબ્દ ઉતારો છે પણ તેમાં— "વાંટા જમીનના કુલ હકથી ખરીદદાર" એ શબ્દો ને ઠેકાણે "વાંટા અને ગરાસ જમીન જે સખ્સને બાથુને માટે કાઢી આપવામાં આવી હોય" એ શબ્દ મુકવામાં આવેલા છે. આ ફેરફાર વડોદરાના દીવાનની સુચના પરથી કરવામાં આવેલો હતો. તે પોતાના તા. ૨૬ અકટોબર સને ૧૮૭૭ ના રોજના મીમોના પેરેગ્રાફ ૧૦૮ માં (રૂલ્સ કાંમ્પિલેશન યા રૂલસંગ્રહ પાને ૨૦ મે) કહેછે કે;— "મારો હેતું એવો છે કે વેચાણ સિવાય બીજી કોઇપણ રીતથી આપવામાં આવેલી જમીનનો પણ એમાં સમાવેશ થવો જોઇએ; દાખલા તરીકે, બક્ષીસમાં આપેલી જમીન અગર કાયમનુ ઈયા રદ ન થઇ શકે એવું ગીરો, જે ખરેખરૂ જોતાં વેચાણ તુલ્ય છે, અગર એવા પ્રકારનાં ગીરો કે જે કાળે કરીને હમેશનાં અગર કાયમનાં થાય છે, અને એ પ્રમાણે બીજાં કેટલાંક."

(૧૨૧) ઇંગ્રેજ સરકારની બાંયધરીની બાબતમાં સરકારે જે અર્થ લેવાનોછે તે અથને વડોદરાના દીવાનની સુચના લાગુ પાડવાપરથી એક પરીણામ એ થાયછે કે, જો કે રૂલો મુજબના દાવેદારોનો મોટો ભાગ જીવઇમાં કાઢી આપેલી જમીન ભોગવનારા ગરાસીઆઓછે, અને જો કે આવી જી-

વઇની જમીન જાથુને માટે કાઢી આપેલી છે-એવા વડો- દરા સરકારના અભિપ્રાય વિશે કાંઇ સુચના પ્રથમ કરવા- માં આવેલી નહી હતી, તો પણ આવા ભાયાતોના-તેમની જીવક ને બાંયધરી છે એ બાબતના તેમના-દાવાની સા- મે વડોદરા તરફથી સત્વર તકરાર લેવામાં આવી છે, તે તકરાર એવી છે કે ભાયાતોની જીવક જાગીરો જાથુને મા- ટે કાઢી આપવામાં આવેલી છે, તેથી કલ. ૫ મુજબ જા- થુને માટે કાઢી આપેલી જમીનને બાંયધરી લાગુ થતી નથી.

(૧૨૨) સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસર મી. રીડસા- હેબે આ તકરાર ને મંજુર કરી અને તેમણે ઠરાવ્યું કે હાલની તકરારી જમીનને કલ. ૫ મુજબ બાંયધરી પોહોં- ચી શકતી નથી; એ ઠરાવ ઉપર હાલના દાવેદારોએ આ કોર્ટમાં અપીલ નંબર ૬૮ દાખલ કરી હતી. મી. રીચી સાહેબે એ તકારનો ચુકાદો કર્યો નહી, પરંતુ આ બાબત વીશે સરકારના હુકમને માટે નંબર. ૨૦ તા ૮ ફેબરવારી સને ૧૮૮૪ નો રીપોર્ટ કર્યો (આ અપીલની પુરવણી પાં- ને ૩૧), અને તેમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે- "ન્યાયની રીતે જોતાં પણ આ ભાયાતોને ઇંગ્રેજ સરકાર- નું રક્ષણ માગવાનો હક છે; અને સેટલમેન્ટ ઇયા બંદો- બસ્તના દેખીતા હેતુ પ્રમાણે આ જીવઇ જાગીરોને મુળ- ના ત્રિબ્યુટદારની જાગીરો સાથે સંબંધ રાખનારી જાગીરો ઠરાવી તે જાગીરોને મારા ધારવા મુજબ બાંયધરી લાગુ પડવી જોઇએ."

(૧૨૪) તે પછી વડોદરા દરબારની તકરારો વડોદ- રા દીવાને તૈયાર કરેલા તા. ૧૬ મે સને ૧૮૮૪ ના રો- જના મીમોમાં સંપૂર્ણ રીતે દર્શાવવામાં આવેલી છે.

(૧૨૪) મુંબાઈની સરકારે મી. રીચી સાહેબના અ-

ભિપ્રાયને પુષ્ટી આપી, અને હિંદુસ્થાનની સરકારના છેલ્લા પત્ર નંબર; ૧૫૫ આઈ તા. ૧૩ જાનેવારી સને ૧૮૮૫ના શબ્દોમાં કહીએ તો એવું ઠરાવ્યું કે ભાયાતોની જાગીરો રુલ. ૫ માં કહ્યા મુજબ "જાથુને માટે કાઢી આપેલી જાગીરો" નથી, અને તેથી કરીને સ્પષ્ટ રીતે બાંયધરીમાંથી બાતલ થયેલી નથી.

(૧૨૫) ઉપરની બાબત વિશે હિંદુસ્થાન સરકારને લખવા પરથી તેમણે કરેલો ઠરાવ જે તેમના પત્ર નંબર. ૧૫૫ આઇના પેરેગ્રાફ. ૪ અને ૫ માં જણાવેલો છે તે નીચે પ્રમાણે છે

"૪—આ સ્વાલ અથવા મુદ્દાની બાબત જેટલી અગત્યની છે તેના પ્રમાણમાં તે ઉપર ગવરનર જનરલ ઇન્કાઊન્સીલે વિચાર કરેલો છે. બંને પક્ષકારોના સંબંધમાં દેશી રાજ્યોના હીતને લગતી બાબતમાં રાજ નીતિની તેમજ હકની દલીલો કાઊન્સીલની રૂબરૂ મુકવામાં આવેલી છે; પણ હિંદુસ્થાનની સરકારને એમ માલમ પડે છે કે આ સ્વાલને રાજ્ય નીતિના સ્વાલ તરીકે ગણવાનો નથી, પણ એક હકીકતના સ્વાલ તરીકે ગણવાનો છે. "

"૫—એ સ્વાલને આ રૂપે જોતાં ગવરનર જનરલ ઇનકાઉન્સીલ ઠરાવે છે કે મહીકાંઠા ભાયાતો જેઓની જાગીરો કાયમને માટે છુટી પાડેલી નથી તેઓને બાંયધરીમાંથી બાતલ કરવાને તે રૂલોથી અધિકાર મળતો નથી. જે તુમાર રૂલ ૩૬ મુજબ શક પડતી બાબતોના ખુલાસા સારૂ જોવો જોઇએ, તે તથા સને ૧૮૨૦ ની સાલના સેટલમેંટ ઈયા બંદોબસ્તનાં ધોરણો ઉપરથી એમ પરીણામ નીકળે છે કે સને ૧૮૭૮ ની સાલમાં જે રૂલો કરવામાં આવેલી છે તેનો હેતુ મહીકાંઠા ભાયાતોના હકોને સંકોચ-

વાનો નથી. એ બાબત કોરટને મુકરર કરવાની છે કે અ-મુક જાગીર ઈંગ્રેજ સરકારની બાંયધરી બાબત પોતાનો હક સાબીત કરી શકે છે કે કેમ. પરંતુ ગવરનર જનરલ ઇન-કાઉન્સીલને એ પ્રમાણે ઠરાવવામાં કાંઇ મુશ્કેલ નથી કે મહીકાંઠાના ભાયાતોને એક સમુહ રૂપે બાંયધરીમાંથી, તે-મજ ગરાસ અને વાંટાની તકરારો મુકરર કરવાને ઘડી કાઢેલી રૂલોનો લાભ લેવામાંથી બાતલ કરેલા નથી.”

(૧૨૬) ઉપરના પેરેગ્રાફ ૫ માં “જેઓની જાગીરો હમેશને માટે છુટી પાડેલી નથી” એ શબ્દોને હું અર્થ સં-કોચક નહી પરંતુ અર્થ સૂચક ગણું છું, અને તે મુજબ મુંબાઈ સરકારનો ઠરાવ સ્વીકારૂં છું.

(૧૨૭) આ કામમાં મુખ્ય સ્વાલ એ ઉઠાવેલો છે કે દાવેદારો જેઓ માણસા ઠાકોરના ભાયાતો છે તેઓનાં વ-ડોદરા તાબાના કોઠા ગામમાં આવેલાં કેટલાંક ખેતરો ઉ-પરના હકોને ઇંગ્રેજ સરકારની બાંયધરી લાગુ પડે છે કે કેમ. પરંતુ ગરાસ અને વાંટા સબંધીનાં આવાં બધાં કા-મોમાં કયા કયા હકોને બાંયધરી લાગુ પાડવી જોઇએ અને કેવા પ્રકારથી કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આ-પેલી ગણાવી જોઇએ, જે કારણથી સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરને વર્તવા સારૂ ઘડેલી રૂલો પૈકી રૂલ ૫ મુજબ ઈં-ગ્રેજ સરકારની બાંયધરીમાંથી બાતલ થઇ શકે, એ બા-બતોને સારૂ સાધારણ નિયમો ઠરાવવાના હેતુથી આ કામ માં ઘણી લંબાણથી તપાસ ચલાવવામાં આવેલી છે.

(૧૨૮) આ કામમાં જે સ્વાલ ઉઠાવેલા છે તે અગત્યના છે તેનું કારણ એ કે રેવાકાંઠા, મહીકાંઠા, અને પાલણપુર રા-જ્યમાંની રૈઅતના વડોદરા રાજ્યની અંદર આવેલા વાંટા અને ગરાસ સબંધીના હકોનું (પોલીટીકાલ એજંટથી થતું) રક્ષણ; અને તે ઉપર ત્યાંના પોલીટીકાલ એજંટોની દેખરેખ, જે

અત્યારસુધી ચાલી આવેછે તે સદરહુ કલો પૈકી કલ ૮ અને ૯ મુજબ બંધ થશે; અને જ્યારથી સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરનું કામ બંધ પડશે ત્યારથી બાંયધરી વગરના હકોની બાબતમાં પછીથી ઉત્પન્ન થતી તકરારોની તપાસ કરવાની અને તેના ચુકાદા કરવાની હકુમત જાથુને માટે વડોદરા રાજ્યના વહીવટમાં સોંપી દેવામાં આવશે.

(૧૨૯) આ અને એવાં બીજા કામો કે જેમાં બાંયધરી બાબતનો સ્વાલ ઉત્પન્ન થએલો છે, તે કામોમાં બ્રિટિશ ગરાસીઆ એજંટે એવી રીતે તકરાર ચલાવેલી છે કે જાણે આ સેટલમેન્ટની બાબતની તપાસમાં એક માત્ર હુકમ લખવા પરથીજ કોઇપણ હકની બાબતમાં અગર કોઇપણ પુરૂષને ઇંગ્રેજ સરકારની બાંયધરી લંબાવી શકાય; પણ આ ભૂલનાં કારણોને પ્રકાશમાં લાવવા સારૂ જણાવીએ છીએ કે, જે જે બાબતોમાં મૂળથી બાંયધરી આપવામાં આવેલી નથી, તે તે બાબતોમાં બાંયધરી આપવી કે કેમ, એ બાબતનો સ્વાલ સરકારની મરજી મુજબ રાજનીતિને અનુસરીને ફેસલ કરવાનો છે. સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરનું કામ એ છે કે અમુક હકની બાબતમાં તેના દાવેદારોને પ્રથમથી બાંયધરી આપવામાં આવેલી છે કે કેમ, એ હકીકતના મુદાપર તપાસ ચલાવવી, અને એજ હકીકતના મુદાપર ફેંસલો આપવો. જ્યારે જ્યારે આ બાબતની તકરાર ઉઠે ત્યારે ત્યારે (આગળ વિસ્તારથી બતાવવામાં આવશે તે મુજબ) જે દસ્તાવેજોની અંદર બાંયધરીનો ઠરાવ આવેલો છે તે દસ્તાવેજોની મતલબ જાણવી, અને દાવેદારો બાંયધરીના ઠરાવમાં સામેલ રહેનારા સખ્સોના વારસો અગર પ્રતિનિધી છે કે કેમ, અને જે હક અગર દાવો હાલ કરવામાં આવે છે તે, અગર જે મૂળના હક ઉપરથી હાલનો દાવો કરવા-

માં આવે છે તે મૂળના હકો બાંયધરીની તારીખે તેમને મળી ચુકેલા હતા કે કેમ, એ બાબતો જાણવાની તેમને (સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરને) જરૂર છે.

(૧૩૦) કોઠા ગામમાં આવેલાં ખેતરો ઉપરના દાવેદારના હકોને ઇંગ્રેજ સરકારની બાંયધરી છે એવી દાવેદારોની તકરારની સામે થતાં વડોદરાના એજંટે રૂલ. ૧ (अ) માં જણાવેલી બાંયધરી જે દસ્તાવેજોમાં છે તે દસ્તાવેજોની સરતો ઉપર કાંઇ વિવેચન કરેલું નથી તેમજ બાંયધરી આપ્યાની તારીખે દાવેદારોના સદરહુ જમીન (ખેતરો) ના કબજા ભોગવટાની સ્થિતિ બાબત કાંઇ તપાસ કરવાને ખાએસ બતાવેલી નથી, પરંતુ તેમણે પોતાની બધી તકરાર રૂલ ૫ ના એક ભાગ ઉપરથી લીધેલી છે, જે ભાગ મુંબાઇ સરકારની મિનિટ ઉપરથી ઘડી કાઢેલી રૂલોના અસલ ખરડામાં લીધેલા શબ્દોને ઠેકાણે વડોદરાના દીવાનની સુચનાથી દાખલ કરવામાં આવેલો હતો.

(૧૩૧) વડોદરાના એજંટની તકરાર એ હતી કે—ભાયાતોની જાગીરો મૂળ જાગીરમાંથી મળેલીછે, અને સદરહુ ભાયાતોને તેમની પોતાની જાગીરોની બાબતમાં કૂલ અખ્ત્યાર છે, તેથી એમ માલમ પડે છે કે તે જાગીરો જાથુને માટે જુદી પાડેલી હતી, અને તે કારણથી રૂલ ૫ મુજબ મૂળ જાગીરને મળેલી બાંયધરીમાંથી તે જાગીરો બતલ થએલી છે.

[૧૩૨] મૂળ જાગીરમાંથી ગરાસ તરીકે કાઢી આપેલી જાગીરમાં ભાયાતી જાગીર કેવા પ્રકારની છે, એ બાબત વિશે સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરે સંપૂર્ણ રીતે તપાસ ચલાવેલી છે, અને તેમના ઠરાવ આગળ ઉપર ધ્યાનમાં લેઇશું.

(૧૩૩) પરંતુ રૂલ ૫ ઉપર વડોદરાના એજંટની તકરાર જેટલે દરજે રહેલી છે તે ,ઉપર હાલમાં અવલોકન કરવું બસ છે. હિંદુસ્થાનની સરકારે ઠરાવેલું છે કે મહીકાંઠાના ભાયાતોના હકો સંકોચવાનો સને ૧૮૭૮ ની સાલમાં કરેલી રૂલોનો હેતુ નથી. એ બાબત કોર્ટને મુકરર કરવાની છે કે અમુક જાગીર ઇંગ્રેજ સરકારની બાંયધરી માટે પોતાનો હક સાબીત કરી શકે છે કે કેમ. પરંતુ ગવરનર જનરલ ઈનકાઉન્સીલને એ પ્રમાણે ઠરાવવામાં કાંઈ મુશ્કેલ નથી કે "મહીકાંઠાના ભાયાતોને એક સમુહ રૂપે બાંયધરીમાંથી તેમજ ગરાસ અને વાંટાની તકરારો મુકરર કરવાને ઘઢી કાઢેલી રૂલોનો લાભ લેવામાંથી બાતલ કરેલા નથી." હિંદુસ્થાન સરકારનો પત્ર નંબર ૧૫૫ આ઼ઇ તા૰ ૧૩ જાનેવારી સને ૧૮૮૫.

(૧૩૪) હિંદુસ્થાનની સરકારના આ ઠરાવની મતલબ એ છે કે, રૂલ. ૫ જે જાથુને માટે કાઢી આપેલી જમીન ભોગવનાર સખ્સોની બાબતમાં લાગુ પડે છે, તે રૂલ. ૫ નો ભાગ જે વડોદરા સરકાર તરફથી દલીલમાં મુકવામાં આવે છે, તે ઉપરથી ફક્ત એટલુંજ માલમ પડે છે કે, પોતાના હકથી અલાયધી રીતે બાંયધરી વગરના સખ્સોને બાંયધરીની તારીખ પછી જો વાંટા અને ગરાસની જમીન કાયમને માટે કાઢી આપવામાં આવે, તો આ પ્રમાણે કાયમને માટે જમીન ભોગવનાર બાંયધરીનો દાવો કરી શકે નહીં. અને જો ગરાસની જમીન બાંયધરીની તારીખ પહેલાં કાઢી આપવામાં આવી હોય તો તેવી જમીન ઠાકોર અને તેના ભાયાતોની વચ્ચે જાથુને માટે કાઢી આપવામાં આવેલી હતી, એમ બતાવવાને પ્રયત્ન કરવો એ નકામો છે.

(૧૩૫) અર્થાત કે "જાથુને માટે કાઢી આપેલી જમીન ભોગવનારા સખ્સોને તે (બાંયધરી) પોહોચતી નથી" "આવા કામમાં "પોહોચતી" એ શબ્દનો અર્થ ત્રિબ્યુટ આપનારાઓના વારસોના સબંધમાં એવી મતલબનો જે શબ્દ વાપરેલો છે તેના સમાન કરવો જોઈએ; એટલે કે "ચાલુ રાખવી" એવો અર્થ કરવો જોઇએ. હિંદુસ્થાનની સરકારે લીધેલા અર્થ મુજબ સદરહુ કલ ૫ નો અર્થ નીચે પ્રમાણે થાય છે—"રેવાકાંઠા, મહીકાંઠા અને પાલણપુરના રાજ્યમાં વસનારી રૈઅતના વડોદરાના રાજ્યની અંદર આવેલા વાંટા અને ગરાસ હકોના સંરક્ષણાર્થે ઇંગ્રેજ સરકારની બાંયધરી રેવાકાંઠાના જે સખ્સો સને ૧૮૨૫ ની સાલમાં, અને મહીકાંઠા અને પાલણપુરના રાજ્યના જે સખ્સો સને ૧૮૨૦ ની સાલમાં ગાયકવાડ સરકારને ત્રિબ્યુટ આપનાર (ત્રિબ્યુટદાર) હતા તેમને પોહોચે છે. અને તેમના વારસોના સબંધમાં પણ ચાલુ રેહે છે. પરંતુ જે સખ્સો કાયમને માટે છુટી પાડેલી વાંટા અને ગરાસની જમીન ભોગવે છે તેઓને જો પોતાનાજ હકથી ઇંગ્રેજ સરકારની સ્વતંત્ર બાંયધરી મળેલી ના હોય તો તેઓના સબંધમાં એ બાંયધરી ચાલુ રહેતી નથી.

(૧૩૬) અમુક કેસની અંદર બાંયધરીની હયાતીની બાબતમાં સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરને જે મુખ્ય બાબતોને વિશે નિર્ણય કરવાનો છે તે બાબતોને અંધારામાં નાખવી નહીં હોય તો કેવળ ઉપરની બાબતનો આજ ફક્ત સંભવીત અર્થ છે. અને ઇંગ્રેજ સરકારે શાં શાં વચનો આપેલાં હતાં, અને દાવેદારોના અમુક હકોનું એ વચનોથી સંરક્ષણ થએલુ છે કે કેમ, એ બાબતો વિશે નિર્ણય કરવાને સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરને અધીકાર આપેલોછે;

(અને એવોજ ઇરાદો હતો એમ જણાય છે) અને એ નિર્ણય કરવામાં ત્રિપ્પુટદારો સાથે જે કોલકરારો અગર ઠરાવો કરવામાં આવેલા, અને જે જે વચનો આપવામાં આવેલાં તે તરફ તથા એ વચનો આપવામાં આવેલા તે વખતની સ્થિતિ તરફ તે ઓફીસરને નજર રાખવાની છે, પરંતુ સને ૧૮૭૮ ની સાલમાં કરેલી રૂલોમાં વડોદરાના દીવાનની સુચના પરથી કરેલા ફેરફારથી મુકરર થતી ઇંગ્રેજી રાજ્યની શુદ્ધ બુદ્ધિ વીશેનો ઉત્પન્ન થતો સ્વાલ તેમને લક્ષમાં લેવાનો નથી.

(૧૩૭) આ કામમાં ભાયાતને આપેલી જમીન મહીકાંઠા બંદોબસ્ત અગર સેટલમેંટ થતા પેહેલાં ઘણા વરસ અગાઉ કાઢી આપેલી માલમ પડે છે, તેથી આ કોઠા કેસના સબંધમાં વડોદરા દરબારની જે દલીલ ગરાસમાં કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી છે એ તકરાર ઉપરથી નીકળે છે, તે દલીલ બીલકુલ દબાઈ જાય છે; સબબ વડોદરા સરકારની આ દલીલ વીશે વિવેચન કરવાની કાંઇ જરૂર રહેતી નથી. પરંતુ મહીકાંઠા સેટલમેંટ ઈયા બંદોબસ્તની તારીખ પછીથી ગરાસમાં કાઢી આપેલી જમીનના કામોમાં પણ આજ દલીલ રજુ કરવામાં આવે, અને ગરાસમાં આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી ઠરે છે કે કેમ—એ સ્વાલ ઉપર આ કામમાં એક દાખલા રૂપ ઠરાવ કરવાની અરજ થઇ છે તેથી આટલે સુધી આ કામનું વિવેચન ચલાવેલું કે, જો આ વિષય ઉપર હજુ પણ તકરાર હોય તો આગળ ઉપર આપેલાં કારણો મુજબ હું બેધડક એમ ઠરાવું છું કે સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરે જે ઠરાવેલું છે કે આ પ્રમાણે કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી નથી, એ વ્યાજબી રીતે

ઠરાવેલું છે, પરંતુ મને એમ માલમ પડેછે કે આ બાબત વિશે વાંધો ઉઠાવી શકાય એમ નથી તેમ શક પણ લેવાય એમ નથી; અને હિંદુસ્તાનની સરકારે પણ એક આધાર રૂપે એ પ્રમાણે ઠરાવેલું છે; કારણ કે હિંદુસ્તાન સરકારના પત્ર નંબર: ૧૫૫ આઈ તા. ૧૩ જાનેવારી સને ૧૮૮૫ ના અવલ ચાલેલા તુમાર અગર લખાણ જ્યારે વાંચવામાં આવે છે ત્યારે તેપરથી એમ માલમ પડે છે કે મુંબાઇની સરકારે જે સ્પષ્ટ ઠરાવ કરેલો છે કે ભાયાતી જાગીરો રૂલ. ૫ મુજબ જાથુને માટે જુદી પાડેલી નથી એ ઠરાવની બાબતમાં કાંઇ વાંધો અગર શક લેઇ શકાય એમ નહી હતું; અને જ્યારે ઊપર કહેલી તારીખના હિંદુસ્થાન સરકારના પત્રમાં એમ જણાવેલું છે કે આ તકરારને એક રાજ્ય પ્રકરણની નહી પણ એક હકીકતની તકરાર તરીકે ગણવી, અને એ બાબત વિશે તેમાં મુંબઇ સરકારના ઠરાવ વિરૂદ્ધનો અભિપ્રાય જણાવેલો નથી તે ઉપરથી એમ સિદ્ધ થાયછે કે "ગવરનર જનરલ ઇન કાઊન્સીલે એવો ઠરાવ કર્યો છે કે ભાયાતો—જેઓની જાગીરો કાયમને માટે છુટી પડેલી નથી તેઓને બાંયધરીમાંથી બાતલ કરવાને સદરહુ રૂલો પ્રમાણે અધિકાર મળતો નથી." નીચે લીટી દોરી દર્શાવેલા શબ્દોનો અર્થ સુચક જેવો હું લેઊં છું પણ સંકોચ જેવો નહી; અને તે ઊપરથી મુંબઇ સરકારનો ઠરાવ કાયમ રાખી એમ ઠરાવું છું કે ભાયાતી જાગીરો જાથુને માટે છુટી પાડેલી નથી.

(૧૩૮) હિંદુસ્થાનની સરકારે ઠરાવેલું છે કે ભાયાતોને એક સમુહ રૂપે લેતાં તેઓને બાંયધરીમાંથી બાતલ કરેલા નથી, અને તે ઊપરથી તેમણે એ બાબત મંજુર રાખી છે કે ઇંગ્રેજ સરકારની બાંયધરી ફક્ત નિઃપ્રયુકદા-

કેસેજ લાગુ પડે છે એટલુંજ નહી; અને જ્યારે, અમુક જાગીર પોતાનો બાંયધરી માગવાનો હક સાબીત કરી શકે છે કે નહી—એ સવાલને એક પુરાવના સવાલ તરીકે ફેસલ કરવાને સ્પેશીઅલ સેટલમેંટ ઓફીસરને સદરહુ ઊપર જણાવેલો પત્ર અખ્તીઆર આપે છે, તો ફેસલ કરવાનો સવાલ—અમુક ઠાકોરે પોતાના ભાયતને આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી હતી કે કેમ—એ નથી પરંતુ સવાલ એ છે કે— જે ભાયાત બાંયધરીમાં સામેલ હતો તેની જાગીરના કોઇ પણ ભાગ તરીકે તકરારી જમીન યા જાગીર બાંયધરીની તારીખે હતી કે કેમ.

(૧૩૯) આ બાબતને સઘળી તકરારથી એક વખત અલગ મુકવાને માટે જો આ બાબતનો આધાર સહીત નિર્ણય થઇ ચુકેલો નથી તો, માણસા ઠાકોરના કુટુંબે તેના ભાયાતોને ગરાસમાં આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી નથી એમ શા વાસ્તે ગણવું તેનાં કારણો બતાવવાં જોઈએ.

(૧૪૦) અમુક ભાયાતના કબજા ભોગવટાની સાધારણ મિલકતની અને આવી (મુળ ઠાકોર પાસેથી મળેલી) ભાયાતી કાયદેસર જાગીર ( legal estate ) ની વચ્ચે ચોખ્ખો તફાવત છે.

(૧૪૧) માણસાની જાગીર એક હિંદુ રજપુત કુટુંબની છે, અને તેમાં જેષ્ટ પુત્રને ગાદીએ બેસાડવાનો રિવાજ ચાલે છે આ જાગીર હિંદુ શાસ્ત્રમાં કહ્યા મુજબ એક રાજ્ય અને તેથી અવિભાજ્ય હોવાથી તેની વેહેંચણ થઇ શકતી નથી. નાના દીકરાઓ અને તેમનાં કુટુંબોનાં ભરણ પોષણને માટે વંશ પરંપરાની જે જમીન યા જાગીરો કાઢી આપવામાં આવે છે તે ભાયાતી જાગીરો કે-

હેવાય છે; અને જો કે આ પ્રમાણે કાઢી આપેલી જાગીરો જમીન અગર જમીન ઉપરના કોઈ પ્રકારના હક રૂપે હોય છે, અને જેને ભાયાતો પોતાનો ગરાસ કેહે છે, તો પણ આ પ્રમાણે કાઢી આપેલી જાગીરો મુળની જાગીર યા રાજ્ય જે અવિભાજ્ય છે, તેને અગર તેના કોઇ પણ ભાગને કાયદા મુજબ અસર કરતા નથી. એક તરફથી જોતાં તેઓ મુળ જાગીર ઉપર એક પ્રકારના બોજા તરીકે છે; અને બીજી તરફથી જોતાં મુળ જાગીરની આવકમાંથી ઉપભોગ કરવાની આ એક રીત છે; કારણકે સદરહુ ભાયાતો રાજ્ય કુટુંબમાં જન્મેલા હોવાથી મુળ જાગીરની ઉપજમાંથી પોતાનુ ભરણ પોષણ થવાનો તેમનો હકછે. તે ઉપરથી ભાયાતની કાયદા મુજબ જાગીર તેઓના ભરણ પોષણને માટે કાઢી આપેલી જમીનની ઉપજ ખાવાનો તેમનો હક એજ છે. આથી તેમને સદરહુ જમીનની બાબતમાં કોઇ પ્રકારનો કુલ માલકી હક પ્રાપ્ત થતો નથી, કારણ કે તે જાગીર અવિભાજ્ય છે; અને તેથી કરીને ભાયાતોને ભરણ પોષણ બદલ કાઢી આપેલા મુળ જાગીરના ટુકડાઓના પ્રથક પ્રથક માલકી હક દરેક ભાયાતને આપી તે જાગીરની તે પ્રમાણે વેહેંચણ થઇ શકે નહી. આ ઉપરથી એમ માલમ પડે છે કે આ પ્રમાણે ભાયાતોને કાઢી આપેલી જમીન મુળ જાગીરથી છુટી પાડેલી નથી હાગર અને તેના કુટુંબના બીજા સભ્યો વડીલોની આખી જાગીરની ઉપજનો પ્રથક પ્રથક અનમાન રીતે ઉપભોગ કરેછે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં એ જાગીર વંશપરંપરા અવિભક્ત રહેછે.

(૧૪૨) જો કે ભાયાતોને એક સમુહરૂપે મુળ જાગીરને આપેલી બાંયધરીમાંથી બાતલ કરેલા નથી, અને

જો કે જે ધોરણ ઉપર દુમાડ કેસ ચુકવવામાં આવેલો છે તે ધોરણ બાબતની ગેરસમજ હજુ સુધી ચાલેલી માલમ પડેછે, તો પણ તે કેસમાં માનવંતા (આનરેબલ) મી. પીલસાહેબના ઠરાવમાં બતાવ્યા પ્રમાણે એવા કેટલાકએક દાખલા છે કે જેમાં કેટલાએક ભાયાતોની અમુક જાગીરોને બાંયધરી હોય નહી. એ શીરીતે થએલું તે હવે જણાવવું જરૂરનું છે.

(૧૪૩) તોફાન અને લડાઇના વખતમાં ચાલુ રહેલી અને નવી બંધાએલી જાગીરોની બાબતમાં આપણને હવે કાંમ પડેલુછે. જે વખતમાં નવાં રાજ્યો ઉત્પન્ન થતાં હતાં અને જુનાં રાજ્યો વીખેરાઇ જઇ તુટી જતાં હતાં. તેવા વખતમાં ભાયાતોને આપેલી જાગીરોના કેટલાક દાખલાઓમાં મુળની જાગીરની સાથેનો સબંધ તુટી નવાં થતાં રાજ્ય જોડે સબંધ બંધાતો. જ્યાં જ્યાં આવો સબંધ તુટેલો નથી ત્યાં ત્યાં ભાયાતી જાગીરોના સબંધમાં મુળ જાગીરના ઠાકોરને બેવડો હક રહેલો છે. જ્યારે સ્વિકારાએલો સીધી લીટીનો કોઈ વારસ ના હોયતો તે જાગીર તેના (ઠાકોરના) તરફ પાછી વળે છે. તે ( ઠાકોર ) ગાદીનો પ્રતિનિધિ છે, અને તે છેલા ભાયાતનો એક લોહીથી જોડાએલો પીત્રાઇ છે; અને એ જમીન યા જાગીર ભરણ પોષણ બદલ કાઢી આપેલી, તેટલાજ સબબથી જ્યારે તે કાઢી આપવાનો હેતુ બંધ પડેછે, એટલે કે જે કુટુંબને વાસ્તે તે જમીન કાઢી આપેલી હોય છે તે કુટુંબ જ્યારે નિર્વંશ થાય ત્યારે ઉપર મુજબ ઠાકોરના તરફ તે ભાયાતી જાગીર વળે છે. આ અર્થમાં જાગીર પાછી ફરે છે એમ કહી શકાય નહી પરંતુ જ્યારે તે ભાયાતી કુટુંબ હયાત હતું ત્યારે તે ભાયાતી કુટુંબથી મુળ જાગીરપર પડતો બોજો

માત્ર બંધ થયો છે. તો પણ ચાલુ ભાષામાં એમ કહેવાય છે કે ગરાસ હક મુળ જાગીરમાં પાછો ફરી મળે છે; આ પ્રમાણે કેહેવાથી તેનો અર્થ એમ થાય કે, જે સખ્સને તે ગરાસ કાઢી આપવામાં આવેલો હોય તે સખ્સના સીધી લીટીના વારસોને અભાવે તેની જાગીર મુળ જાગીરદારના પ્રત્યક્ષ વારસોને વારસામાં મળે છે. મુળ કુંટુબની બીજી સમાન શાખાઓના સખ્સોને જીવાઇ બદલ ભાગ કાઢી આપવામાં આવેલો છે એ બાબત ઉપર લક્ષ આપીએ, અગર નાના દીકરાઓના વંશને જીવાઇ બદલ સદરહુ મુળની જાગીરપર બોજો રાખવાનો રિવાજ હોય તે ઉપર લક્ષ રાખીએ, તો પણ એ દેખીતું છે કે, મુળ જમીન ધારણ કરનાર સખ્સના કુટુંબના નિર્વંશ થયા પછી પણ એવા પ્રકારનો બોજો જો મુળ રાજ્ય ઉપર ચાલુ રેહે તો તે રાજ્ય ટકીશકે નહી. આ કામમાં અમારે અંદરપેટે વારસાના સ્વાલની સાથે સબંધ છે. અને એ બાબત કબુલ કરવામાં આવી છે ( તેમજ સ્થાપિત થએલી છે ) કે જે ભાયાતને મુળથી ગરાસ કાઢી આપવામાં આવેલો છે તે ભાયાતની સાધી લીટીના વારસો જો ના હોય તો આ દાવાવાળી ભાયાતી જાગીર માણુસાના ઠાકોરને વારસામાં મળે છે.

(૧૪૪) પણ એમ અનુમાન થઈ ના શકે કે ઇતિહાસની એક બીના તરીકે, અને કલ્પના મુંજબના કાયદાસર હકોથી, અલગ, ભાયાતી જાગીરો અને મુળની જાગીરની વચેનો સબંધ એક રૂપ ચાલુ રહેતો હતો. ત્રિબુટદાર અને ત્રિબુટ દારની વચે અને ગાયકવાડ અને ત્રિબુટદારોની વચેના કામોમાં ઇંગ્રેજ સરકાર વચે પડયા તે તારીખે અમુક ભાયાતે જે પ્રમાણે કાઠિયાવાડમાં બેશક થયેલું હતું તે પ્રમાણે નવી જાગીર આ રાજય સ્થાપ્યું હોય, અગર પોતાના કબજાની

જાગીર જેના ઉપર તેઓનો ફકત ભોગવટાનો હક હતો પરંતુ અલાયદો અને કુલ માલકી હક નહીં હતો તે પોતાના કબજા ભોગવટામાં રાખી બીજા ઠાકોરની સાથે મળી ગયો હોય, એવો તર્ક થઇ શકે છે.

(૧૪૫) આવી હકીકતની દરમીઆન જ્યારે ચાલુ કબજા અને અધિકારને સહી સલામતી આપતી ઇંગ્રેજ સરકારની બાંયધરી આપવામાં આવી હતી, ત્યારે કહેવાતા મુળના ગરાસ ભોગવનારના વારસને અભાવે ગરાસના વારસાની બાબતમાં ઇંગ્રેજ સરકારે જે કરારો કરેલા છે તે મુજબ તેમજ ગરાસની બાબતમાં ચાલતા રિવાજ મુજબ ઇંગ્રેજ અમલદાર જ્યારે કોર્ટનો અધિપતી હોય ત્યારે વર્તવું જોઇએ. જ્યારે આ બે આધારો એક એકથી વિરૂદ્ધ પડે ત્યારે તે રાજ્યનીતિનો સ્વાલ થાયછે, અને જો કે જે તકરારી બાબતોના ન્યાય પ્રકરણ મુજબના ઠરાવો ઉપર સદરહુ રાજ્યનીતિનું ધોરણ રહેલુંછે તો પણ તે વખતે તે સરકારના હુકમને આધિન થાયછે અને તેને ન્યાય પ્રકરણનો કોઇ કાયદો લાગુ પતો નથી.

(૧૪૬) આ પ્રમાણે હોવાથી તે ખુલ્લુ છે કે—અમુક ભાયાતની જાગીરને મુળની જાગીરની બાંયધરી પોહોચે છે કે કેમ—એ સ્વાલ ઉત્પન્ન થાય છે, ત્યારે તેના પુરાવનો મુદ્દો જેની સાથે આપણે મુખ્યત્વે કરીને સબંધ છે, તે એ પ્રમાણે એવો ખસુસ કરીને થતો નથી—કે મુળ જાગીરના ઠાકોરને સદરહુ ભાયાતી જાગીરમાં પશ્ચાત યાનિ વારસાનો હક મળે છે કે કેમ (જો કે આવો હક નિકટનો સંબંધ સાબીત કરવાને પણ પુરાવના એક ભાગ તરીકે થઇ પડે); પરંતુ મુદ્દો એ થાય છે કે બાંયધરીની તારીખે ઠાકોર અને તેના ભાયાતની જાગીરોનો ઉપર ક્યા પ્રમાણ

જુનો સબંધ ચાલુહતો કે કેમ, અગર તેથી ઉલટું એવા પ્રકારની હકીકત છે કે કેમ, કે જેથી એમ ગાનવાને કારણ થાય કે સદરહું ભાયાત પોતાના ઠાકોરથી જુદો પડેલોછે અગર તેના અમલમાંથી તદન છુટો પડેલો છે.

(૧૪૭) જો કોઇ પણ ભાયાતે સેટલમેંટ યા બંદોબસ્ત થતા પેહેલાં પોતાની જાગીર યા રાજ્ય સ્થાપ્યું હોય અગર પોતાની જાગીર પોતાને કબજે રાખી બીજા કોઈ ઠાકોર જોડે મળી ગયો હોય, તો એમ અનુમાન થાય કે—કાતો તેને બીજી સ્વતંત્ર અગર અલાયદી બાંયધરી મળી હોય અગર સદરહું બીજા ઠાકોરને મળેલી બાંયધરીમાં તે આવી જતો હોય. પરંતુ જ્યારે કોઇપણ ભાયાતે આ બંને કૃત્યોપૈકી એક કરેલુ ના હોય, તેમ છતાં તે મુખ્ય અગર મુળ જાગીરથી એવી રીતે છુટો પડેલો હોય કે એવું અનુમાન થઇ શકે કે તે (ભાયાત) અલગજ રહેલો છે, અને તેના ઠાકોરે પોતાને અને પોતાના ભાઈઓને માટે સેટલમેંટ યા બદોબસ્ત કરેલા તેમાં તેને કોઈપણ તરેહનો સંબંધ યા નીસબત નથી; તો સેટલમેંટ વખતે આપેલી બાંયધરીમાં તેને સામેલ ગણી શકાય નહીં, જે સેટલમેંટમાં ઊપરના પ્રમાણે મુજબ તેને કોઈ તરેહની નીસબત નહી હતી. આવી બાબતનો દાખલો દુગાડ કેસ ઉપરથી મળી આવે છે.

(૧૪૮) તે ઉપરથી, જ્યારે એવો દાવો કરવામાં આવે કે અમુક જાગીરને બાંયધરી પોહોચે છે અને તે જાગીર ત્રિબ્યુટદારની સાધારણ બાંયધરીવાળી જાગીરનો એક વિભાગ છે, ત્યારે મુખ્ય મુદ્દો અગર ઈસ્યુ એ નીકળે છે કે—જે માણસોના હકોને સેટલમેંટ યા બંદોબસ્તની વખતે ત્રિબ્યુટદારે દર્શાવેલા હતા, અને જેઓ તેથી

કરીને ત્રિબ્યુટદારને આપેલી બાંયધરી ભાગવાને પોતાના હકથી હકદાર થએલા છે, તે સખ્સોના દાવેદારો વારસો છે કે કેમ.

(૧૪૯) આ મુદ્દા યા પ્રસ્નુમાં નીચેના સ્વાલો આવી જાયછે.

(अ) બાંયધરી એ શું છે?

(ब) તે ક્યારે આપવામાં આવી હતી?

(क) તે કોને આપવામાં આવી હતી?

(ड) તે કઇ કઈ મિલકતનુ રક્ષણ કરેછે?

(૧૫૦) મી. મેલવીલના મેમોરેન્ડમ (મીમો) ના પેરેગ્રાફ. ૬૦ થી ૮૨ સુધીમાં તપાસ ચલાવવા બાબતની જે રીત દર્શાવેલી છે તે રીતથી આ મુખ્ય મુદ્દાની બાબતમાં જે ગડબડાટ દાખલ થઇ ગએલોછે તે ખુલ્લો કરવાને વડોદરાના એજંટની તકરારો અને હિંદુસ્થાનની સરકારનો ઠરાવ કે " સને ૧૮૭૮ માં બનાવેલી રૂલોનો મહીકાંઠાના ભાયાતોના હકોને સંકોચવાનો હેતુ નથી." (પત્રનંબર ૧૫૫ આઇ તા૦ ૧૩ જાનેવારી સને ૧૮૮૫) આ બે બાબતો મને સારી રીતે મદદ આપે છે.

(૧૫૧). સને ૧૮૨૦ સુધીમાં મહીકાંઠા સાથેના ઇંગ્રેજ સરકારના સબંધની મુખ્ય ઐતિહાસિક બીના સેહેલથી યાદ રહી શકે એવીછે."ગાયકવાડના મુલકગીરી લસ્કરનો ફેલાવ અટકાવી તેઓની ત્રિબ્યુટ મુકરર કરી ઠાકોરોના હકોની સહીસલામતી બાબત બંદોબસ્ત કરવામાં પેહેલવેહલાં સન ૧૮૧૧–૧૨ માં ઇંગ્રેજસરકાર વચે પડયા."—( મી. મેલવીલનો મીમો પેરેગ્રાફ. ૬૦) પણ તા. ૩ અપ્રેલ સને ૧૮૨૦ ને રોજ ગાયકવાડ સરકાર સાથે કોલકરાર કર્યા પછી સને ૧૮૨૦ ની સાલમાં ખુદ મહીકાંઠાનો વહી-

વટ ઇંગ્રેજ સરકારે હાથમાં લીધો અને ત્યાં ઇંગ્રેજ સરકારની એજન્સી સ્થાપી.

(૧૫૨). તા. ૩ અપ્રેલ સને ૧૮૨૦ના રોજનો ઠરાવ અગર કોલકરાર એ વડોદરા દરબારના અભિપ્રાય મુજબ મહીકાંઠા સેટલમેંટ અગર બંદોબસ્ત થઈ શકે. પણ જે મહીકાંઠા સેટલમેંટ અગર બંદોબસ્તની બાબતમાં આપણને હાલમાં સબંધ છે તે એ સેટલમેંટ નથી. આપણું સેટલમેંટ તે સેટલમેંટપેહેલાં આઠ વરસ ઉપર એટલે સને ૧૮૧૧-૧૨ માં જુદાજ પક્ષકારોની વચે કરવામાં આવેલુંછે. વળી તા. ૩ અપ્રેલ સને ૧૮૨૦ના ઠરાવ અગર કોલકરારમાં જણાવેલું છે કે સને ૧૮૧૧-૧૨ માં થએલા મહીકાંઠાના સેટલમેંટ મુજબ ત્રિબ્યુટ વસુલ કરવાની છે. પરંતુ એ સેટલમેંટ કેવા પ્રકારનું હતું તે મુકરર કરવાને વાસ્તે બંને પક્ષકારો વચ્ચે થએલા કોલકરારો ના દસ્તાવેજ અમારી પાસે હોવા જોઇએ; અગર જો એ દસ્તાવેજો માલમ ના પડેતો તે કરારોનો બીજા દરજ્જાનો પુરાવ પણ હોવો જોઇએ.

(૧૫૩) મહીકાંઠા ત્રિબ્યુટદારો પાસેથી ઇંગ્રેજ સરકારે જામીન ખતનો દસ્તાવેજ સને ૧૮૩૦ની સાલમાં લખાવી લીધો છે એ દસ્તાવેજ મહીકાંઠાને લાગુ પડતી સરતો દર્શાવવાને સારૂ શી રીતે ઘણોજ અગત્યનો છે ( ગરાસમીમો પેરા ૬૨ ) તે બાબત વડોદરા એજંટ સમજાવી શંકતા નથી તેમ હું પણ તે બરોબર સમજી શકતો નથી.

(૧૫૪) મહીકાંઠા સેટલમેંટ બાબતના તા. ૧ અગષ્ટ સને ૧૮૧૩ ના રોજના બેલેન્ટાઇનના રીપોર્ટની નકલ મહીકાંઠા એજન્સી, વડોદરા રેસીડન્સી આફીસ, અગર મુંબાઇના સેક્રેટરી અટનાં દફ્તરોમાંથી મળી આવતી નથી, એ બેશક કમનસીબ તેમજ તાજુબીની બાબત છે—અ-

ગ્રાસ બીમો પેરા ૯૧ તેમજ બને પક્ષકારોની વચ્ચે થ-એલા કોલકરારના તમામ કાગળો રાખી મુકવામાં આ-વેલા નથી એ પણ સરખીજ રીતે કમનસીબની બાબત છે— ગરાસ બીમો (એપાન્ડાકસ) પુરવણી પાનું—

પરંતુ આ કમનસીબની વાત દુર કરવાને સને ૧૮૧૧-૧૨ ની સાલમાં થયેલ કોલકરારના સ્વરૂપ અને પ્રકાર બાબત બીજા દરજ્જાના પુરાવ લેવા જોઇએ. અને જ્યારે ગાયકવાડ સરકાર સાથેના સંબંધ જુદાજ ધોરણ ઉપર આવી રહેલો હતો, અને ગાયકવાડ સરકાર અને ગ્રિબ્યુટ-દારોની વચ્ચે ઇંગ્રેજ સરકારને આવધરી તરીકે રહેવાને કાંઇ પ્રસંગ રહેલો નહોતો, તે વખતમાં સને ૧૮૩૦ ની સા-લમાં મહીકાંઠા ત્રિબ્યુટદારો પાસેથી સારી ચાલ બાબતનું લેવાએલું જામીન ખત, નહી માલમ પડતા કાગળોને ઠેકા-ણે મુકી દેવું ન જોઇએ.

(૧૫૫) સને ૧૮૧૧-૧૨ ની સાલમાં થએલા સેટ-લમેંટ યા બંદોબસ્તના કરારોમાં ફક્ત સારી ચાલને મા-ટે લેવાએલાં જામીનખત એકલા નહતાં પણ બીજા દ-સ્તાવેજો હતા અને તે કરારો એક તરફે ગાયકવાડ સર-કાર અને બીજી તરફે ત્રિબ્યુટદારોની વચ્ચે કરવામાં આ-વેલા હતા, અને આ બ કરાર કરનારા પક્ષકારોની વચ્ચે ઇંગ્રેજ સરકાર જો એક મધ્યસ્થ તરીકે હતા, તો એટલે દરજ્જે ત્રિબ્યુટદારો એ કરેલી સરતના વાસ્તે ઇંગ્રેજ સર-કાર ધણી (જામીન હતા તેજ દરજ્જે ગાયકવાડ સરકારે ક-રેલી સરતો પાળવા પાળાવવાના તઓ ધણી (જામીન) હતા. આ પ્રમાણે હોવાથી માલમ પડે છે કે સને ૧૮૧૧-૧૨ના કોલકરાર કેવા પ્રકારના હતા. મી. મેલવીલ તેના બીજાના ભાના ૭૦ ના પેરેગ્રાફ ૦ માં કહેછે કે સને ૧૮૧૧-૧૨

માં ઇંગ્રેજ સરકારે ત્રિબ્યુટ (ખંડણી) નો આંકડો મુકરર કર્યો હતો, અને ઠાકોરોના હકની સલામતી વાસ્તે પણ બંદોબસ્ત કર્યો હતો. પરંતુ સદરહું હકોની સલામતી શીરીતે કરી હતી એ બાબત તપાસવાને કાંઇ પ્રયત્ન તેઉ સાહેબે કર્યો નથી, તેમજ સને ૧૮૦૭–૮ માં કાઠીઆવાડ સેટલમેંટના કરારો કરતાં સને ૧૮૧૧–૧૨ માં થએલા મહીકાંઠા સેટલમેંટના કરારો રૂપમાં અગર મતલબમાં જુદાજ હતા કે નહી એ વિશે પણ કાંઇ સુચના કરેલી નથી.

(૧૫૬). સને ૧૮૦૭–૮ માં કાઠીઆવાડ સેટલમેંટ જે ધોરણ ઉપર કરવામાં આવ્યું હતું તે ધોરણ ઉપર મહીકાંઠા સેટલમેંટ જો કરવામાં આવેલું હોયતો મહીકાંઠાના કરારોનું સ્વરૂપ કેવું હતું તે મુકરર કરવામાં મહીકાંઠા સેટલમેંટ બાબતના અસલ કાગળો અને મેજર બેલેંટાઇનનો રીપોર્ટ માલમ પડતા નથી તે કારણથી કાંઇ મુશ્કેલી રેહેલી નથી; કારણ કે કાઠીઆવાડ સેટલમેંટ બાબતનો પુરાવો પુશ્કળ અને સંપૂર્ણ છે, અને તે કારણથી આ ખામી દુર થઇ શકે છે.

(૧૫૭) ગવર્નમેંટ સીલેકશન્સ વોલ્યુમ ૩૭ પાને. ૫૦૦–૫૦૨ માં જણાવ્યા મુજબના ફારમો (નમુના) મુજબ કાઠીઆવાડમાં જે પ્રમાણે ફેલ જામીન ખત, હમેશાના મેહેસુલના કરારો, અને દસવરસની મુદતનાં જામીનખત, લેવામાં આવ્યાં હતાં, તે ફારમો મુજબ સને ૧૮૧૧ ના સપટંબર માસથી તે સને ૧૮૧૪ ના મે માસ સુધીમાં મહીકાંઠાના તમામ ઠાકોરોએ જાતુને માટે મેહેસુલના કરારો અને એવાં જામીનખતો વગેરે કરી આપેલાં છે.— મી. મેકવીલના મીમો પાને ૧૦૦ પુરવણી પત્રકમાં દાખેલા મહીકાંઠા પોલીટીકલ એજંટના પત્ર નંબર. ૬૪૪ તા૦ ૨૦

ઑગસ્ટ સને ૧૮૬૬.

(૧૫૮). આ ઠેકાણે અમે જણાવીએ છીએ કે મેહેસુલ બાબતના કરારોના દસ્તાવેજો જે કાઠીઆવાડમાં થએલા છે તે દસ્તાવેજોમાં "કંપની સરકારની બાંયધરી" એ શબ્દોની નીચે કર્નલવોકરની સહીછે.

(૧૫૯). કાઠીઆવાડમાં જે ધોરણો ઉપર કરાર કરવામાં આવેલાછે તે ધોરણ મુજબ ગાયકવાડ સરકારના અમલદારોને સાથે રાખી ત્રિબ્યુટ અગર ખંડણીનો આંકડો મુકરર કરવાને અને મુલકની સલાહશાંન્તીને માટે બંદોબસ્ત કરવાને સને ૧૮૧૧ માં કપતાન બેલેંટાઇનને મહીકાંઠામાં મોકલવામાં આવ્યો હતો—મી. મેલવીલના મીમાને પાંને ૯૮ પુરવણી પત્રકમાં દાગેલા મહીકાંઠા પોલીટીકલ એજંટના પત્ર નંબર. ૧૧૯ તા૦ ૧૮ ફેબ્રવારી સને ૧૮૬૫.

(૧૬૦) સને ૧૮૧૧—૧૨ માં કર્નલ બેલેંટાઇને મહીકાંઠા પ્રાંતમાં બંદોબસ્ત કર્યો ત્યારે કાઠીયાવાડના ત્રિબ્યુટદારો કનેથી કરાવી લીધેલા મેહેસુલ ખાતાના કોલકરારો વગેરે મુજબ મહીકાંઠામાં પણ મેહેસુલ ખાતાના કોલકરારો અને દસ વરસી જામીન ખતો અને ફેલ જામીનના દસ્તાવેજો જે ચાર કલમના છે, તે લખાવી લેવામાં આવેલા હતા—વડોદરાના એજંટ૦ટુધી ગવરનલ જનરલ નાનેટીવ આસીસ્ટંટના મીમોને પાને ૯૭ પુરવણી પત્રક (ક) અને મી. મેલવીલના મીમાનું પુરવણી પત્રક.

(૧૬૧) સેટલમેંટનો પ્રયોગ કાઠીઆવાડમાં સારી રીતે ચાલવાપરથી તે સને ૧૮૧૧—૧૨ માં મહીકાંઠામાં દાખલ કરવામાં આવ્યો હતો—મુંબાઈ ગવર્નમેંટના રેકર્ડ (દફતર) નંબરઃ ૧૨ માં કપતાન કીલીનો મહીકાંઠા ઊપરનો રીપોર્ટ પાંનું. ૬

(૧૬૨) "જાથુને માટે બંદોબસ્ત યા સેટલમેંટનો પ્રયોગ કાઠીયાવાડમાં સને ૧૮૦૭ માં દાખલ કરવામાં આવ્યો હતો તે એ દેશને અને ત્યાંના લોકોને એટલો બધો ફાયદાકારક નિવડયો હતો કે મહીકાંઠામાં ગાયકવાડ સરકારના હકોની બાબતમાં પણ તે દાખલ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો."—એચીસન્સ ટ્રીટીઝ ( સંધી સંગ્રહ ) વોલ્યુમ. ૬ પાનું. ૫૦૨

(૧૬૩) ગુજરાત પ્રાંતના વડોદરા ખાતાના ફર્સ્ટ આસીસ્ટંટ પોલીટીકલ કમીશનરને લખેલા મુંબઇ સરકારના તા. ૧૬ અપ્રેલ સને ૧૮૩૬ ના પત્ર નંબર: ૬૫૩ માં (વડોદરા સીલેકશન્સ નંબર. ૨ પાને ૪૭ મે જે છાપેલો છે તેમાં) જણાવ્યું છે કે મહીકાંઠાના ત્રિબ્યુટદારો સાથે સને ૧૮૧૧–૧૨ ની સાલમાં કરેલુ સેટલમેંટ હજુ કાયમ છે. પેરા ૬ માં તા. ૩ અપ્રેલ સને ૧૮૨૦ ના રોજના ગાયકવાડ સરકાર સાથેના કોલકરાર વિશે કેહે છે કે:—"ઉપરના કોલકરારમાં જણાવેલુ છે કે સને ૧૮૦૭–૮માં કાઠીઆવાડના જમીનદારો સાથે અને સને ૧૮૧૧–૧૨ માં મહીકાંઠાના જમીનદારો સાથે કરેલા સેટલમેંટના ધોરણોને અનુસરીને ગાયકવાડને કાંઇ પણ ખરચ કરાવ્યા શિવાય ગાયકવાડની ખંડણી વસુલ કરાવી આપવાને ઇંગ્રેજ સરકારે કબુલ કરેલું છે."

પેરા. ૭ માં કેહેછે કે—"તમારે જાણવું જોઇતું હતું કે બંને પ્રાંતોના બંદોબસ્તની સરતો એકજ પ્રકારની છે."

પેરા. ૯ માં કેહેછે કે:—"સને ૧૮૧૧–૧૨ માં કરેલું મહીકાંઠાનું સેટલમેંટ સને ૧૮૦૭ માં કર્નલ વોકરે કરેલા કાઠીઆવાડના સેટલમેંટને અનુસરતું છે."

પેરા. ૧૮ માં કેહેછે કે:—"કાઠીઆવાડમાં ખંડણી-

